

# રાણો પ્રતાપ

: અનુવાદક :

જવેરચંદ મેઘાણી

# રાણો પ્રતાપ

[ કર્તા : દ્વિજેન્દ્રલાલ રાય ]

અનુવાદક

ઝવેરચંદ મેઘાણી

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી રસ્તો : અમદાવાદ

દોઢ રૂપિયો

: પ્રકાશક :

શંભુલાલ જગશી શાહ
ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય
ગાંધી રસ્તો : અમદાવાદ




પહેલી આવૃત્તિ પ્રત ૧૦૦૦ : ૧૯૨૩
બીજી આવૃત્તિ પ્રત ૧૦૦૦ : ૧૯૨૩
ત્રીજી આવૃત્તિ પ્રત ૨૦૦૦ : ૧૯૨૯
ચોથી આવૃત્તિ પ્રત ૧૦૦૦ : ૧૯૩૩
પાંચમી આવૃત્તિ પ્રત ૧૧૦૦ : ૧૯૪૧

: મુદ્રક :

નાથાલાલ મ. શાહ
સ્વાધીન મુદ્રણાલય
સૌરાષ્ટ્ર રોડ : રાણપુર

અ ર્પ ણ

ગરીબો તવંગરોના સમભાવી આદર્શ તબીબ,
આદર્શ ગૃહસ્થ, અને પંદર વર્ષોથી મારા
કુટુંબના આરોગ્યદાતા, પ્રિય ભાઇ

ડૉ. પોપટલાલ સંઘવીને

# પાંચમી આવૃત્તિ વેળા

બરાબર અઢાર વર્ષે આ પુસ્તકની પાંચમી આવૃત્તિ થતી જોવા પામું છું. પ્રતોની સંખ્યાને હિસાબે આને છઠ્ઠી આવૃત્તિ કહી શકાય.

આ છપાતું હતું તે અરસામાં દિલ્હીના અંગ્રેજી સામાહિક 'ધ રોયઝ વીકલી'ના તા. ૨૨ મી જુન ૧૯૪૧ ના અંકમાં શાહજહાંની કરુણા-મૂર્તિ અને કાવ્યમૂર્તિ ચિરકુમારી જહાનઆરાની રોજનીશીના દસ્તાવેજી પુરાવાવાળો ઉદેપુરના રાજપૂત કુમાર સાથેનો પ્રેમકિસ્સો પ્રસિદ્ધ થયો તે વાંચવામાં આવ્યો. આ કિસ્સાનો જ આધાર લઈને સ્વ. દ્વિજેન્દ્રલાલે આ નાટકમાંનો શક્તસિંહ–દૌલતનો તેમ જ મેહેર–શક્તસિંહનો કિસ્સો કલ્પ્યો હોવો જોઈએ એવું અનુમાન સરલ બન્યું. જહાનઆરા અને ઉદેપુરના કુમાર વચ્ચેના દસ્તાવેજી પત્રવ્યવહાર તેમ જ વાર્તાલાપની અંદર એક હૃદયદ્રાવક ને રોમાંચક પ્રકરણ પડ્યું છે. હિન્દુ–મુસ્લિમ જાતિ–મિલનને માટે ઝૂરતી અને એ દ્વારા આખા ભારતવર્ષની રાષ્ટ્રીય એકતાનું સ્વપ્ન સેવતી જહાનઆરા આવા લગ્નની આડે પોતાના પિતામહ અકબરશાહે બાંધી રાખેલી કોમી દીવાલ પર માથું અફળાવતી આલેખાઈ છે. એ જહાનઆરાને જ દ્વિજેન્દ્રે મેહેરરૂપે આંહીં પ્રતિષ્ઠિત કરી લાગે છે. મુગલ શાહજાદા રાજપૂત રાજકન્યા સાથે પરણી શકે પણ એથી ઊલટું મુગલ રાજકન્યા ક્ષત્રિય રાજપુત્રનું પાણિગ્રહણ ન કરી શકે એવી એકપક્ષી પ્રણાલિકા જો અકબરે ન બાંધી હોત, પરિણામે જહાનઆરા જેવી તેજસ્વી સંસ્કારમૂર્તિ એવા જ સમોવડ સંસ્કાર ધરાવતા એ હિન્દુ રાજપુત્ર સાથે પરણી શકી હોત, તો સંભવ છે કે ભારતવર્ષનો આજનો ઇતિહાસ કોઈ જુદી જ રીતે લખાત.

રાણપુર
૫ : ૭ : '૪૧

ઝવેરચંદ મેઘાણી

# ત્રીજી આવૃત્તિ

ચોખ્ખી, છૂટી છપાઈ અને કલાત્મક રૂપરંગ આણવાને લીધે આ નવી આવૃત્તિનું દળ વધીને કુલ ૨૨૪ પાના પર ગયું છે. પરિણામે મૂલ્ય વધારવું પડ્યું છે.

મુખપૃષ્ઠ પરનું 'ચેતક–સવાર રાણા'નું ચિત્ર અસલ ઉદયપુર રાજ્યના મંત્રી સ્વ. રાય મહેતા પન્નાલાલજીના રંગીન ચિત્ર પરથી રા. બા. ગૌરીશંકર ઓઝાએ પોતાના માટે ઉતરાવેલું, તેની આ નકલ છે. આ બદલ શ્રી ઓઝાજીના ઋણી છીએ.

રાણપુર : ૧ : ૨ '૨૯ — અનુવાદક



# બીજી આવૃત્તિ

આ વખતે બંગાળી ગીતો ગુજરાતીમાં ઉતારવાનો યત્ન કર્યો છે.

ગયે વખતે એક હકીકતનું નિવેદન રહી ગયું હતું. પૃથ્વીરાજના પાત્રની આ નાટ્યકારે નિરર્થક હાંસી કરી છે. પૃથ્વીરાજ એક જબરા કવિ હતા. ચારણી સાહિત્યમાં એમનું સ્થાન અતિ ઉચ્ચ છે. એમનામાં વિદૂષકપણું નહોતું. રાણા પ્રતાપનું ચલન એમના જ પત્રથી અટક્યું હતું. એમનાં પ્રથમ પત્નીનું નામ લેલાં હતું. લેલાંનું અનુપમ સૌંદર્ય સાંભળીને અકબરશાહે પોતાની બેગમની મારફત એને રાજમહેલમાં એનું રૂપ જોવા માટે આણેલી. અકબરશાહ પોતાને દેખી ગયો, તે લજ્જાથી લેલાં પેટમાં કટાર નાખીને મરી હોવાનું કહેવાય છે. એ પરથી જ જોશીબાઈના નવરોજવાળા પ્રસંગનું અને આત્મહત્યાનું આલેખન થયું લાગે છે.

એની બીજી પત્નીનું નામ ચાંપાવતી હતું. જોશીબાઈ નામનો આધાર કાંઈ જણાતો નથી.

શ્રાવણ વદી પાંચમ : ૧૯૮૦ — અનુવાદક

## પહેલી આવૃત્તિ

આ નાટકમાં મેહેરઉન્નિસા, દૌલતઉન્નિસા અને ઇરા—એ ત્રણ ચરિત્રો કવિનાં કલ્પિત છે; એટલે એની સાથે સંબંધ ધરાવનારાં દશ્યો પણ કલ્પિત જ માનવાં. તે સિવાયની લગભગ ઘણી ખરી હકીકતો ટૉડ સાહેબ કૃત રાજસ્થાનમાંથી લેવાયેલી છે.

પ્રતાપે લખેલો માફીપત્ર,* ખુશરોજ [નવરોજ] નામથી ભરાતો મહિલા–મેળો, એમાં અકબરનું ગુપ્તગમન, વિલાસસેવન, અને પૃથ્વીરાજની પત્નીએ પોતાનું શિયળ રક્ષવા બતાવેલી કટાર—એ બધું રાજસ્થાનમાં ટૉડ સાહેબે મૂક્યું છે, એટલું જ નહિ, પણ એની પ્રામાણિકતાના સમર્થનમાં પોતાનો મત પણ આપ્યો છે.

મેહેર, દૌલત અને ઇરાનાં ચરિત્રોને કલ્પિત માનતા પહેલાં મન હજારોવાર વસમા આંચકા ખાય છે. એ ત્રણેના જીવનમાં કવિએ માનવ–જીવનનાં ઊંડા ધમસાણો આલેખ્યાં છે, જગત બહારના સંદેશા કહાવ્યા છે : જાતિ જાતિ વચ્ચેની ને માનવી માનવી વચ્ચેની દીવાલો ભેદીને કેમ જાણે કવિ જગતને જોડી દેવા માગતો હોય ? ફિન્શરાના દુર્ગ ઉપર આખર કાળે ઊભેલાં દૌલત અને શક્ત—એ છબી આજ સુધી કોઈએ બતાવી સાંભળી નથી. આ જગતની દૃષ્ટિએ તો છોને એ

---

* 'માફીપત્ર'ની વાત શ્રી ગૌરીશંકરજી ઓઝાએ, બીજી કેટલીક વાતોની માફક નિર્મૂલ ઠરાવી છે.

કલ્પના રહી ! પણ ઉસ પારનું તો એ સત્ય જ છે. અને આખરે સત્ય શું ? કલ્પના શું ? Truth is Beauty-અને Beauty Truth—સૌંદર્ય એ જ સત્ય છે.

અસલ ગીતો બધાં અતિ–અતિ મીઠાં છે. ધીરી ધીરી બંસીની સાથે બંગાળી રંગભૂમિ પર ગવાતાં એ સાંભળ્યાં છે દુઃખ એ છે કે એને એવાં જ સુંદર ગુજરાતી પદોમાં ઉતારી શકાયાં નહિ. એક રીતે એ ધૃષ્ટતા નથી થઈ તે પણ સુખની વાત છે. વાચકો એના ભાવમાંથી, જેની જેટલી કલ્પના પહોંચે તેટલી મીઠાશ મેળવી શકે.

સોળ વરસના સ્નેહ–મધુર ઘરવાસ પછી અચાનક દ્વિજેન્દ્રલાલનાં પત્નીની આંખ મિચાણી. એ વેદનાને વીસરવા કવિ મથતા હતા. જગત પાસે મોં હસતું રાખી એકાંતે રડતા હતા. અચાનક ટૉડકૃત 'રાજસ્થાન' વિધિએ એમના હાથમાં મૂક્યું, વાંચ્યું, ઉદ્‌ગાર નીકળ્યો કે, 'ઓહો ! આ બની શકે ? માનવી—આપણા જેવો જ એક માનવી આટલું બધું કરી શકે ?' તે વખતે 'રાજસ્થાન'ના એ ઉઘાડા પાના પર મોટે અક્ષરે લખેલું 'પ્રતાપસિંહ.'

વેદના બધી પીગળીને એની કલમમાં ઊતરી ગઈ. કવિએ લખવા માંડ્યું. પરિણામ—પ્રતાપસિંહ, મેવાડપતન, દુર્ગાદાસ, શાહજહાં, નૂરજહાં, તારાબાઈ વગેરે નાટકો. પત્નીનાં આથી વધુ સુંદર શ્રાદ્ધ બીજાં ક્યાં હોય ? તાજમહાલને માટે પણ લખાયું કે **પ્રસ્તરીભૂત પ્રેમાશ્રુ**—પથ્થરના રૂપમાં પલટી ગયેલું—થીજી ગયેલું એક પ્રેમાશ્રુ ! કવિનાં પણ આ બધાં, નાટકરૂપે ઝરેલાં વિરહાશ્રુઓ જ હશે.

દ્વિજેન્દ્રલાલ નાટકિયા નહોતા, ધંધાદારી નાટ્યકાર પણ નહોતા : કુલિન બંગાળી કુટુંબના સુશિક્ષિત બાળક હતા. યુવાવસ્થામાં સરકારી સ્કૉલરશીપ લઈ ને વિલાયત ખેતીવાડીનો અભ્યાસ કરી આવેલા અને સારા પગારની સરકારી નોકરી પર હતા. તે વખતે તરુણોને

માટે વિલાયતનું જીવન સહીસલામત નહોતું; ભ્રષ્ટાચારમાંથી ભાગ્યે જ કોઈ બચતો. આપણા દ્વિજેન્દ્ર પર તો એક ખૂબસૂરત ને વિદુષી અંગ્રેજ રમણી મુગ્ધ હતી, એને માટે ટળવળતી મરવા પડી હતી, છતાં દ્વિજેન્દ્ર તો એ અગ્નિની અંદરથી શુદ્ધ કંચન રહીને જ પાછો વળેલો. પોતાનાં પત્નીના અવસાન પછી પુનર્લગ્નની બધી લાલચો સામે તે અડગ રહેલા. એ અદ્‌ભુત જોશમાંથી જ 'પ્રતાપસિંહ' જેવી નાટ્યકૃતિઓ જન્મી શકે. એ વાણીગૌરવ : એ ભાવોનો પ્રચંડ વેગ : વીંધીને સોંસરી ચાલી જતી તેજીલી કટાર સમી એ ક્ષત્રિયાણીઓની મૂર્તિઓ : સંયમહીનો, કાયરો કે પતિતોની કલમમાં એવાં જોશ કદી જન્મ્યાં નથી. જગતને—ખાસ કરીને ભારતવર્ષને આજે દ્વિજેન્દ્રલાલ સમા બળશાળી લેખકોની જરૂર છે, કે જેની લેખિનીમાંથી અંગાર વરસી શકે. એટલો પ્રખર છતાંયે કેટલો સુકોમળ ! મેહેર, દૌલત અને દારાની મૂર્તિઓ શું એ જ હાથે ઘડેલી—જે હાથે રાજસ્થાનના રણવાસની જ્વાળાઓને ઝીલી ઝીલી એમાંથી જોશીબાઈ જેવી રજપૂતાણી પેદા કરી ! એકના એક એ હાથ : સાચા બળવંતની એ જ બલિહારી છે. પ્રભાતે ફૂલોને પંપાળીને હસાવનારાં શ્રી. સૂર્યદેવનાં એનાં એ કિરણો મધ્યાહ્ને મોતની વરાળો છોડે છે ને સાંજે પાછાં સરોવર પરની કોઈ પોયણીને શીતળ ચુંબન આપી હસાવી લે છે. બલહીનના ઉચ્ચારમાં જોશ નથી હોતું : રીસ હોય છે, બકવાદ હોય છે.

નાટકોનાં પાત્રોને મુખે તીખા તમતમતા શેરો બોલાવવાની ને વાતચીતમાં પણ પ્રાસાનુપ્રાસ ઠોકી બેસાડવાની આદત આપણા ગુજરાતી નાટ્યકારોને બહુ પડી છે. બીજી ઘણીયે આદતોએ આપણી લોકરુચિને વણસાડી છે. કોઈ ગુજરાતી નાટ્યકાર દ્વિજેન્દ્રની કળાને ધીરજથી તપાસે તો સારું.

સૌરાષ્ટ્ર સાહિત્ય મંદિર
તા ૨૧ : ૭ : '૨૩

**અનુવાદક**

## નાટકનાં પાત્રો

### પુરુષ-પાત્રો

**પ્રતાપસિંહ** : મેવાડનો રાણો

**અમરસિંહ** : પ્રતાપનો પુત્ર

**શક્તસિંહ** : પ્રતાપનો ભાઈ

**અકબર** : હિન્દનો મોગલ શહેનશાહ

**સલીમ** : અકબરનો પુત્ર

**માનસિંહ** : અકબરનો સેનાપતિ

**મહોબત** : અકબરનો બીજો એક સૈન્યાધ્યક્ષ. (ક્ષત્રિયમાંથી વટલેલો)

**પૃથ્વીરાજ** : અકબરનો સભાકવિ. (બિકાનેરનો ફટાયો)

તે સિવાય પ્રતાપના સરદારો, કામદાર ભામાશા, ભીલ, દારા, મસરહ, અકબરના અમીરો વગેરે.

### સ્ત્રી-પાત્રો

**લક્ષ્મી** : પ્રતાપની સ્ત્રી

**ઇરા** : પ્રતાપની દીકરી

**જોશીબાઇ** : પૃથ્વીરાજની સ્ત્રી

**મેહેરઉન્નિસા** : અકબરની દીકરી

**દૌલતઉન્નિસા** : અકબરની ભાણેજ

**રેવા** : માનસિંહની બહેન

# અંક પહેલો

## પહેલો પ્રવેશ

સ્થાન : કોમલમીરની ઝાડીમાં, ભવાનીનું મંદિર.

સમય : વહેલા પ્રભાતે.

[ રાણો પ્રતાપ પોતાના સરદારો પાસે શપથ લેવડાવે છે. ભવાનીની મૂર્તિ પાસે કુલપુરોહિત ઊભો છે. ભવાનીની સમક્ષ રાણો પ્રતાપ અને રજપૂત સરદારો ઘૂંટણ પર બેસી, ભોંય પડેલી તરવારોને સ્પર્શ કરતા ઝૂકેલા છે. ]

પ્રતાપ : ત્યારે હવે ભવાનીની સાક્ષીએ શપથ લ્યો.

બધા : લેવડાવો શપથ.

પ્રતાપ : બોલો કે અમે ચિતોડને ખાતર જરૂર પડશે તો જીવ કાઢી દેશું.

બધા : અમે ચિતોડને ખાતર જરૂર પડશે તો જીવ કાઢી દેશું.

પ્રતાપ : બોલો, જ્યાંસુધી ચિતોડ ન જિતાય—

બધા : જ્યાંસુધી ચિતોડ ન જિતાય—

પ્રતાપ : ત્યાંસુધી ખાખરાના પાનમાં અનાજ ખાશું.

બધા : ત્યાંસુધી ખાખરાના પાનમાં અનાજ ખાશું.

પ્રતાપ : ત્યાંસુધી દર્ભની પથારી કરશું.

બધા : દર્ભની પથારી કરશું.

પ્રતાપ : ત્યાંસુધી વસ્ત્રાભૂષણો અળગાં રાખશું; વિલાસના કોઈ સાધન તરફ નજર ન કરશું.

બધા : વસ્ત્રાભૂષણો અળગાં રાખશું; વિલાસનાં કોઈ સાધન તરફ નજર ન કરશું.

પ્રતાપ : અને શપથ લ્યો, કે જીવશું ત્યાંસુધી તો શું પણ વંશપરંપરા સુધી, જીવ જાય તોયે ગુલામી નહિ કરીએ.

બધા : નહિ કરીએ.

[ પુરોહિતે 'સ્વસ્તિ સ્વસ્તિ' કહીને પુણ્ય-જળની અંજલિ છાંટી. પ્રતાપ ઊઠીને ઊભો થયો. સરદારો પણ ઊઠ્યા. સરદારોને સંબોધીને પ્રતાપ બોલે છે. ]

પ્રતાપ : ભૂલશો મા, રજપૂત સરદારો ! કે આજ માડીની સાક્ષીએ, પોતપોતાની સમશેરને સ્પર્શ કરીને તમે આ શપથ લીધા છે. સાવધાન ! એ શપથ કદી ન તૂટે.

બધા : ધડથી માથું નોખું થાય તોપણ નહિ, રાણા !

[ સરદારો ચાલ્યા ગયા. ઉશ્કેરાયેલો પ્રતાપ મંદિરની સન્મુખ ટહેલવા લાગ્યો. કુલપુરોહિત પ્રથમની માફક ચુપચાપ ઊભા હતો. પળવાર પછી પુરોહિત બૂમ પાડે છે. ]

પુરોહિત : રાણા, લીધેલું વ્રત પળાશે કે ?

પ્રતાપ : ન પળાય તો લઉં શા માટે ગુરુ !

પુરોહિત : આશીર્વાદ છે મારા, કે એ શપથ પાર ઊતરો, પ્રતાપ !

[ પુરોહિત જાય છે, પ્રતાપ ટહેલતો ટહેલતો સ્વગત બોલે છે. ]

પ્રતાપ : અકબર ! અધર્મયુદ્ધ કરીને, છૂપી રીતે જયમલનો વધ કરીને તેં ચિતોડનો કબજો લીધો છે. પરંતુ અમે તો ક્ષત્રિયનાં બાળક. બાવડાંમાં બળ હશે તો ધર્મયુદ્ધ ખેડીને ચિતોડ ઘેર કરશું; પણ અધર્મયુદ્ધ નહિ કરીએ. તું મોગલ : બહુ દૂર દેશથી ચાલ્યો આવે છે. આંહીં આવીને કંઈક શીખી જા; શીખી જા કે એકાગ્રતા, સહિષ્ણુતા અને સાચાં શૌર્ય કોને કહેવાય; શીખી જા ઓ વિદેશી ! કે સ્વદેશને ખાતર પ્રાણ શી રીતે કાઢી દેવાય.

[ પછી પ્રતાપ દેવીની સામે હાથ જોડી ઘૂંટણીએ પડે છે. ]

પ્રતાપ : ઓ માડી ! એવું કરજે કે આ શપથ પાર ઊતરે, ધર્મનો જય થાય અને મહત્તા સદા મહાન જ રહે.

[ ઊઠીને પાછળ જુએ તો નાનો ભાઈ શક્તસિંહ ઊભેલો. ]

પ્રતાપ : કોણ શક્તસિંહ ?

શક્ત : હા મોટાભાઇ, એ તો હું છું.

પ્રતાપ : આટલો વખત તું ક્યાં હતો ?

શક્ત : કેટલો વખત ?

પ્રતાપ : આ અમે પૂજા કરતા હતા એટલો વખત.

શક્ત : આ હમણાં ?

પ્રતાપ : હા !

શક્ત : પ્રશ્ન બાંધતો હતો.

પ્રતાપ : પ્રશ્ન બાંધતો હતો ? પ્રશ્ન શાના ?

શક્ત : હા ભાઈ ! પ્રશ્ન બાંધી ગણુતરી કરતો હતો.

ભવિષ્યના અંધકારમાં ડોકિયું કરતો હતો. જીવનના આ ભેદપ્રશ્નોને ઉકેલતો હતો.

પ્રતાપ : દેવીની પૂજા ન કરી ?

શક્ત : પૂજા ? ના ભાઇ ! પૂજામાં મને શ્રદ્ધા નથી. હવે પૂજા કર્યે કાંઇ નહિ વળે, ભાઈ ! જુઓને આ જોગમાયા ! લાંબી જીભ કાઢીને બસ બેઠી જ રહી છે. મૂંગી, અચળ, માટીની રંગેલી આ મૂર્તિ ! કશી તાકાત નહિ, લગારે જીવ નહિ. દેવીની પૂજા કર્યે કાંઇ નહિ વળે મોટાભાઈ! એ કરતાં તો પ્રશ્ન ગણવામાં જ સાર છે. હું તો પ્રશ્ન ઉકેલતો હતો : જીવતરની સમસ્યાઓ ભેદતો હતો.

પ્રતાપ : સમસ્યા વળી શાની ?

શક્ત : સમસ્યા તો એ, કે પુનર્જન્મની વાત સાચી કે ખોટી ! હું તો નથી માનતો. કદાચ સાચી હોયે ખરી. સંસારમાં આવીને માનવી પાછો ચાલ્યો જાય—જેવી રીતે—આકાશમાં ધૂમકેતુ આવીને અદૃશ્ય થાય; પછી એ આકાશમાં તો ન દેખાય, પણ કદાચ કોઈ બીજા આસમાનમાં ઊગતો હશે. અથવા કદાચ એમ પણ માની શકાય કે બે ચાર શક્તિઓ ભેળી થાય એટલે માનવી બની જાય; વળી એ શક્તિઓ વિખૂટી પડે ત્યારે માનવી મરી જાય—એ 'હું' છિન્નભિન્ન બની જાય અને દસ વીસ પામર 'હું' પલટીને એકાદ કોઈ જબરદસ્ત 'હું' બની જાય !

પ્રતાપ : (હસીને) શક્તા ! જિંદગીભર શું મનમાં ને મનમાં આવી સમસ્યાઓ જ ખડી કર્યા કરીશ ને એનાં જ

ચૂંથણાં ચૂંથીશ? સમસ્યાઓનો તો સુમાર ન આવે, નિર્ણયોનો છેડો ન આવે. નકામા વિચારો છોડીને ચાલ ભાઈ! કામે વળગીએ. આપણી સાદી અક્કલમાં જે કાંઇ ઊતરે, જે કાંઇ સહેજે સરલપણે બની શકે, તેવું તેવું કર્યાં કરીએ.

[ એ વખતે પ્રધાન ભામાશા દાખલ થાય છે. ]

ભામાશા : રાણાજી!

પ્રતાપ : કેમ મંત્રીજી! શા ખબર?

ભામાશા : ઘોડો તૈયાર છે બાપુ!

પ્રતાપ : ચાલો, શક્તા! રાજધાનીમાં ચાલો, ઘણાં કામ કરવાનાં છે. ચાલો, ચાલો કોમલમીરમાં.

શક્ત : આવું છું.

[ પ્રતાપ ને ભામાશા જાય છે. શક્તસિંહ એકલો ટલે છે. ]

શક્તસિંહ : જન્મભૂમિ! મારે ને એને શો સંબંધ! એને વળી મારી સાથે શાનું સગપણ! આંહીં હું જન્મ્યો એટલા કારણે કાંઈ હું એના બંધનમાં નથી આવી જતો. આંહીં ન જન્મ્યો હોત તો શું હું કાંઈ જન્મ્યા વિના રહેત? બીજે ગમે ત્યાં જનમ્યો હોત—દરિયાની છાતી પર, ગગન-મંડળમાં, અરે ગમે ત્યાં! જન્મભૂમિ! જન્મભૂમિએ તો આજ સુધી મને દેશવટો દીધેલો હતો; મને મૂઠી અનાજ ખાવા દેતી નહોતી. એવી જન્મભૂમિને ખાતર જીવતરનો ભોગ દેવા હું શા માટે જાઉં? પ્રતાપ! તું મેવાડનો રાણો:

મેવાડને ખાતર તું આહૂતિ આપ તે ભલે, પણ હું શા માટે આપું? મેવાડ મારી શી સગી થાય છે? કશીયે નહિ.

[ શક્તસિંહ ધીરે ધીરે જંગલમાંથી ચાલ્યો જાય છે. ]



## બીજો પ્રવેશ

[ સ્થળ : કોમલમીરના મહેલની પાસે સરોવરતીર : સમય સંધ્યા. પ્રતાપસિંહની કન્યા ઇરા એકલી ઊભી ઊભી સૂર્યાસ્ત નિહાળી રહી છે. આથમતા સૂર્ય સામે જોતી જોતી આનંદથી તાળી પાડતી— ]

ઇરા : કેવો ભવ્ય દેખાવ! સૂર્ય આથમી રહ્યો છે. આખા આકાશમાં કોઇ નથી. બસ એકલો એ સૂર્ય! ચાર ચાર પહોર સુધી આકાશના રણવગડામાં ભટકી ભટકીને, અત્યારે હવે આ વિશ્વને જવાલાના રંગમાં ઝબકોળીને એ ચાલ્યો જાય છે ઊગ્યો ત્યારે પણ એવો જ ગૌરવભર્યો; આથમે છે ત્યારે પણ એવો જ ગૌરવવન્તો! એ—ગયો. આકાશની પીળી પ્રભા ધીરે ધીરે ભૂખરી બની ગઈ. અને સંધ્યા તો આથમતા સૂર્યની સામે શૂન્ય નજરે જોતી જોતી, જાણે દેવતાની આરતી ઉતારવા ધીરે પગલે વિશ્વમંદિરમાં દાખલ થાય છે! મધુરી સંધ્યા! વહાલી સખી! એવી શી ચિંતા તારે હૃદયે વસી છે? અંતરમાં એવી કઈ ઊંડી નિરાશા આવી છે? શા કારણે આટલી ઉદાસ છે તું બહેન? આટલી બધી અબોલ—આટલી મૂંઝાયલી? બોલ બોલ બહેનાં!

[ઇરાની મા લક્ષ્મીબાઇ આવીને પાછળથી સાદ કરે છે.]

લક્ષ્મી : ઇરા !

[ઇરા તુરત ચમકી ઊઠે છે : માતાને જોઈને ઉત્તર આપે છે.]

ઇરા : કેમ માડી ?

લક્ષ્મી : હજી સુધી તું અહીંયાં શું કરે છે ?

ઇરા : સૂર્યાસ્ત જોઉં છું, મા ! જો તો ખરી મા, કેવો રમણીય દેખાવ ? આકાશનો રંગ કેવો ઉજ્જ્વલ ! પૃથ્વીની મુખાકૃતિ કેવી શાંત ! સૂર્યાસ્ત જોવો મને તો બહુ ગમે છે.

લક્ષ્મી : રોજેરોજ જોવો ગમે છે ?

ઇરા : રોજ ને રોજ જોવો ગમે છે. એ તો કદીયે જૂનો નથી થતો. સૂર્યોદય પણ સુંદર તો ખરો ! પણ સૂર્યાસ્તની અંદર કોણ જાણે એવું કંઈક છે, કે જે સૂર્યોદયમાં નથી. કોણ જાણે કેવુંયે ઊંડું એ રહસ્ય, કોણ જાણે કેવીયે ગુપ્ત વેદના ! અસીમ આકાશમાં જાણે ઊંડી કોઇ ગમગીની છવાઇ રહી હોયની ! કેવી અબોલ અને મધુર એ વિદાય ! બહુ સુંદર, મા ! બહુ સુંદર.

લક્ષ્મી : બેટા ! તને ટાઢ વાશે.

ઇરા : ના મા, મને ટાઢ વાય જ નહિ, હવે તો મહાવરો પડી ગયો. પેલો તારો જોયો મા ?

લક્ષ્મી : કયો તારો ?

ઇરા : પેલો જોને, પશ્ચિમ દિશામાં, આથમતા સૂર્યની ઉગમણી બાજુએ.

લક્ષ્મી : હા જોયો, જોયો.

ઇરા : એનું નામ શું તે ખબર છે તને ?

લક્ષ્મી : ના.

ઇરા : એનું નામ છે શુક્રનો તારો. છ મહિના સુધી આ તારો ઊગતા સૂર્યની આગળ આગળ ચાલે; બીજા છ મહિના આથમતા સૂર્યની પાછળ પાછળ ચાલે. કોઈ વાર જાણે પ્રેમરાજ્યનો સંન્યાસી; કોઈવાર વળી જાણે સત્યરાજ્યનો પુરોહિત ! માડી, જો તો ખરી, એ તારો કેવો અચળ, કેવો ઝળહળતો, કેવો સુંદર છે !

[ એટલું બોલીને ઇરા એકીટશે એ તારાની સામે તાકી રહે છે. લક્ષ્મી પલવાર પુત્રીની સામે એક નજરે નિહાળી રહે છે; અને પછી ઇરાની પાસે આવી હાથ ઝાલીને કહે છે.]

લક્ષ્મી : ચાલો હવે ઘરમાં, ઇરા ! સાંજ પડી ગઈ.

ઇરા : થોડી વાર ઊભી રહે, મા ! એ કોણ ગાય છે ?

લક્ષ્મી : હા ! આ ઉજ્જડ વનમાં કોણ હશે એ ?

[ આઘે આઘે એક સાધુ ગાતો ગાતો ચાલ્યો જાય છે. ]

[ રાગ ધીરાના પદનો ]

કૂડાં સુખની વાતો મેલો રે, સુખડાંએ તો દીધા દગાં !
હું તો દુઃખની વાટે હાલ્યો રે, દુઃખડાં મારાં સાચાં સગાં !

સગાં બનીને સુખ સવારે આવ્યાં,
સાંજ સુધી રોકાણાં;
રાત પડી ત્યાં તો રસ્તા લીધા,
પાછાં નવ ડોકાણાં.

એવી જૂઠી એની યારી રે, જૂઠાં એનાં મુખડાં હસે !
ઓલ્યાં દુઃખની પ્રીત્યું ન્યારી રે, મુખડાં એનાં મોઢાં દિસે—કૂડાં૦

દયા કરીને સુખ મુજ ઘર આવે,
(એનું) ચરણામૃત મારે પીવું.
રૂદો રૂવે આંસડલાં ઉભરે,
તોયે હસતાં રે'વું.

એવી આંસુડાંની ધારા રે, દેખી સુખડાં આડું જુવે;
એવે ટાણે દુઃખડાં ધાતાં રે, ખોળે લઈને લોચન લુવે—ફૂડાં૦

[ બન્ને જણાં ચુપાચુપ એ ગાન સાંભળે છે. લક્ષ્મીબાઈ પુત્રીની સામે જુએ છે ત્યાં એની આંખો જાણે આંસુના ભારથી નીચે નમેલી લાગે છે. ઇરા તુરત માની સામે જુએ છે. ]

ઇરા : સાચી વાત માડી, ઘણીયે વાર મને થાય છે કે જાણે સુખના કરતાં દુઃખની છબી વધુ મીઠી છે.

લક્ષ્મી : દુઃખની છબી મીઠી ?

ઈરા : હા, માડી. માર્ગમાં રમતાં હસતાં તો અનેક માનવી ચાલ્યાં જાય છે, પણ એની સામે કોઈ કદી જુએ છે ? પણ એ બધાંની વચ્ચે એકાદ કોઇ આંસુભીની, નમેલી આંખોવાળું ઉદાસ માનવી જોઇએ, તો શું એમ નથી થતું મનમાં, કે એને બોલાવીને બે વાતો પૂછીએ ? એનાં વીતકો સાંભળવાનું મન નથી થતું ? એના પ્રાણમાં પ્રાણ પરોવીને, એક ચુંબન કરીને એનું આંસુ લૂછવાની ઇચ્છા શું ન થાય માડી ? લડાઈમાં જે જીત્યું હોય એનો ઇતિહાસ સાંભળવો ગમે, કે જે હાર્યું હોય એનો ? એ બેમાંથી કોને માટે હૈયું દાઝે ? કયું ગીત મીઠું ? ઉદાસીનું કે આનંદનું ? ઉષા રળિયામણી કે સંધ્યા ? જઈને શું જોવાનું મન થાય ? ઠાઠમાઠથી ભરેલી, સુખસંપત્તિમાં છકેલી, ગીતથી ગાજતી

દિલ્હી નગરી ? કે વૈભવવિહોણી, નિસ્તેજ, નીરવ મથુરાપુરી ? માડી, સુખની અંદર કોણ જાણે કાંઈક અહંકાર જેવું લાગે છે. એ અહંકાર બહુ છકેલો, બહુ બોલકણો ! પણ દુઃખ તો બહુ વિનયી, બહુ શાંત.

લક્ષ્મી : વાત સાચી છે, ઈરા !

ઈરા : મને તો લાગે છે કે દુઃખ ઊંચું છે, સુખ હલકું છે. દુઃખ જે જમા કરે તે બધું સુખ ખરચી નાખે.

લક્ષ્મી : એટલી બધી તો મને ખબર નથી પડતી, ઈરા ! છતાં લાગે છે કે સંસારમાં જે મહાન નરો હોય તે જ દુઃખી હોય છે, તે જ પીડાય છે. મનમાં કોઈ કોઈ વાર વિચાર્યા કરું છું કે અરે ! દયાળુ પ્રભુએ આવી લીલા કાં રચી ?

[ પ્રતાપનો કુમાર અમરસિંહ આવીને સાદ કરે છે. ]

અમરસિંહ : મા, મારા બાપુ બોલાવે છે.

[ લક્ષ્મી અને ઈરા ચાલ્યાં જાય છે. અમરસિંહ એક સૂકા લાકડા પર બેસે છે. ]

અમરસિંહ : હાશ ! આખા દિવસના થાક પછી અત્યારે માંડ લગાર વિસામો મળ્યો. માંડ છૂટયો ! રાતદિવસ બસ લડાઈની જ ધમાલ ! બાપુને તો ખાવું નહિ, સૂવું નહિ, બસ ભણાવ્યા કરે, કસરત કરાવ્યા કરે, મસલત કર્યા જ કરે ! હું એક રાજકુમાર, તોયે મારે પણ એક પામર સિપાઈની માફક યુદ્ધની તાલીમ લેવી ! તો પછી રાજકુમાર થવામાં સાર શો ? દુઃખ બાકી રહ્યું હશે તે બસ,

આ સ્વેચ્છાએ લીધેલાં વ્રત ! આ સદાની ગરીબી ! કાયમની કંગાલી ! હરહમેશનાં સાંસાં ! શા માટે આ ધંધો માંડ્યો છે બાપુએ ! કાંઈ સમજાતું નથી. એ કાકા જાય—ઓ કાકા !

[ શક્તસિંહ ફરતો ફરતો અમર પાસે આવે છે. ]

શક્ત : કોણ, અમરુ ?

અમર : હા કાકા, આપ અત્યારે આંહીં ?

શક્ત : જરા ફરું છું, હવા ખાઉં છું; ઘરમાં બહુ ગરમી લાગે છે. આ ઉદય-સાગરનો કિનારો બહુ મનોહર છે.

અમર : હેં કાકા, આજ સુધી આપ જ્યાં હતા ત્યાં શું આવું સરોવર નહોતું ?

શક્ત : ના, ભાઈ.

અમર : આંહીં કોમલમીરમાં આપને કેવુંક ગમે છે ?

શક્ત : ઠીક છે. પડ્યા છીએ.

અમર : બાપુએ આપને આંહીં બોલાવ્યા, તે શું મોગલોની સામે યુદ્ધ કરવા માટે ?

શક્ત : ના રે ભાઇ ! તારા બાપુએ તો મને આંહીં આશરો દીધો છે.

અમર : એટલે શું આપ અત્યાર સુધી નિરાધાર હતા ?

શક્ત : એક રીતે નિરાધાર તો ખરો જ ને, બેટા !

અમર : પણ આપ તો મારા બાપુના સગા ભાઈ છો.

શક્ત : હા, અમરુ ! છું તો ખરો.

અમર : તો પછી આ રાજ્ય જેમ મારા બાપુનું, તેમ આપનુંય ખરું ને !

શક્ત : ના ભાઈ ! તારા બાપુ તો મારા જ્યેષ્ઠ ભ્રાતા છે. અને હું તો ફુટાયો છું.

અમર : પણ તેથી શું ?

શક્ત : શાસ્ત્રના ફરમાન પ્રમાણે જ્યેષ્ઠને જ ગાદી મળે, ફુટાયાને નહિ.

અમર : એવો ધારો શા માટે ? જ્યેષ્ઠ હોય એથી કાંઈ શ્રેષ્ઠ ન કહેવાય. તો પછી આવો ધારો કેમ ?

શક્ત : એ તો હું નથી જાણુતો.

[ શક્તસિંહ વિચાર કરે છે. ]

હા, આ પણ એક સમસ્યા સાચી ! જ્યેષ્ઠ હોવાથી કાંઈ શ્રેષ્ઠ ન કહેવાય ! તો પછી સમાજમાં આવો નિયમ શા માટે ? ઉચિત નિયમ તો એમ થવો જોઈએ કે જે શ્રેષ્ઠ તેને જ ગાદી મળે. શા માટે એ નિયમ નહિ ? કોને માલૂમ ?—સમસ્યા તો સાચી !

અમર : શું વિચાર કરો છો કાકા ?

શક્ત : કાંઈ નહિ. ચાલો ઘરમાં રાત પડી ગઈ.

[ બન્ને જાય છે. ]



## ત્રીજો પ્રવેશ

[ સ્થાન : બાદશાહના રાજકવિ પૃથ્વીરાજનું ઘર. સમય : પ્રભાત. પૃથ્વીરાજ અને બાદશાહના બીજા ઉમરાવો—મારવાડ, અંબર, ગ્વાલિયર અને ચાંદેરીના રાજાઓ—તકિયા પર પડ્યા છે. ]

મારવાડરાજ : કાં પૃથ્વી ! દોસ્ત, વાંચ તારી એ કવિતા. અમ્બર, પૃથ્વીએ ભારે ફાંકડી કવિતા જોડી છે—ભારે ફાંકડી.

અમ્બરરાજ : અરે ભાઇ ! માથું શા માટે પકવો છો ? કવિતાફવિતા ઘેર ગઈ, એના કરતાં કચેરીની બે ચાર વિનોદ-વાર્તા થવા દોને દોસ્તો !

મારવાડરાજ : અરે સાંભળો તો ખરા ! કવિતાનું જેવું ફાંકડું નામ, તેવા જ ફાંકડા એના ભાવ; અને ભાઇ, એવો જ ફાંકડો છંદ.

ચાંદેરીરાજ : શું નામ ?

પૃથ્વીરાજ : 'પ્રથમ ચુમ્બન.'

ચાંદેરીરાજ : ખાસ્સું ! નામ તો ઠીક રસભર્યું હાથ આવી ગયું છે. બહુ સારું, ચલાવો !

અમ્બરરાજ : અરે પણ 'પ્રથમ ચુંબન' ઉપર તે કવિતા કરી શકાય કદી ?

પૃથ્વીરાજ : કેમ નહિ ?

મારવાડરાજ : પણ ત્યારે કવિતા જ સાંભળો ને ? આટલી દલીલો કરો છો તેટલી વારમાં તો કવિતા બોલાઈ રહી હોત.

અમ્બરરાજ : હવે ચાર મૂકોને પડતી તમારી કવિતા. બોલ પૃથ્વી, કચેરીના શા નવીન છે ?

પૃથ્વીરાજ : બીજા તો શા નવીન ? નવીનમાં તો રાણા પ્રતાપસિંહનું યુદ્ધ.

અમ્બરરાજ : પ્રતાપસિંહ અકબરની સાથે યુદ્ધ કરે એ સંભવિત જ નથી. સંભવિત હોય તો અમે જ યુદ્ધ ન લડત ?

ગ્વાલિયરરાજ : હારતો. સંભવ હોય તો અમે કાંઇ લડ્યા વિના રહેત ?

ચાંદેરીરાજ : બરાબર છે.

મારવાડરાજ : (પૃથ્વીરાજની કવિતા વાંચે છે) '**नवविकसित-कुसुमितवनपल्लवे**' —વાહ ! વાહ ! પૃથ્વી ! ફાંકડી કવિતા, જીત્તા રે' દોસડા !

અમ્બરરાજ : હવે દેખ્યો પ્રતાપને ! છે તો ફકત એક મેવાડનો રાણો ને !

ગ્વાલિયરરાજ : એક ભૂખડી રાજ્ય ! એનો એ રાજા !

ચાંદેરીરાજ : અને રાજાયે ભારે ! એનો મુખ્ય કિલ્લો ચિતોડ તો મોગલોને હાથ પડયો છે !

મારવાડરાજ : ભાઇને જરા બહાદુરી બતાવવાનો તોર ચડયો છે. બીજું શું ?

પૃથ્વી : હા, હમણાં પ્રતાપસિંહે જરા વધુ મિજાજ કરવા માંડેલ છે. હાલમાં એણે ફરી પાછાં મોગલ-સૈન્યને હલ્લો કરી કાપી નાખ્યાં.

અમ્બરરાજ : મગજમાં ખૂબ ખુમારી ભરી છે. હમણાં જ એ ખુમારીના ચૂરા થઇ જવાના.

ચાંદેરીરાજ : ચાલો ઊઠો. વળી પાછા હમણાં જ કચેરીમાં હાજર થવું જોશે. (ઊઠે છે.)

મારવાડરાજ : ચાલો. (એ પણ ઊઠે છે.)

અમ્બરરાજ : હું તો કહું છું કે આ બધી પ્રતાપની રીતસરની હઠીલાઇ જ છે.

મારવાડરાજ : હું કહું છું કે એ એની રીતસર ગાંડાઈ જ છે.

ચાંદેરીરાજ : અરે એ તો રીતસર બેવકૂફી જ છે.

[ બધા જાય છે. ]

પૃથ્વી : આ બધામાં મારવાડરાજ બહુ સમજણો લાગે છે. કવિતાની કદર તો એને એકને જ છે. હવે એક નવી કવિતા રચવી પડશે. વિષય રાખશું 'વિદાય-ચુંબન.' કયા રાગમાં ઉતારશું? કવિતા લખવામાં રાગ નક્કી કરવો એ બહુ કઠણ કામ છે. રાગ ઉપર તો કવિતાની અરધી ખૂબીનો આધાર છે.

[ પૃથ્વીરાજની પત્ની જોશીબાઈ આવે છે. ]

પૃથ્વી : અરે અરે જોશી ! તારાથી બહાર અવાય ?

જોશી : આજ શું તમે દરબારમાં જવાના છો ?

પૃથ્વી : ત્યારે નહિ ? આજ તો બાદશાહનો જન્મ-દિવસ છે, અને મારો મોભો પણ કાંઈ જેવો તેવો નથી. હું કોણ ? ગમે તેમ તોય મહારાજાધિરાજ ભારતશહેનશાહ પાદશાહ અકબરનો સભાકવિ. અબુલફઝલની પહેલી ખુરસી, અને બંદાની પડે છે બીજી. ખબર છે ?

જોશી : હાય રે ! એમાં પણ અભિમાન ? શરમાઈને મોં નીચું ઢાળવું જોઇએ એમાં પણ મગરૂબી ?

પૃથ્વી : તારો કરુણ રસ તો છલકાઈ પડ્યો હો જોશી ! સમ્રાટ અકબર કેટલો મોટો છે તે તું જાણે છે ? आसमुद्रक्षितीशानां—સમજી ? આખો ભરતખંડ એના ચરણતળે પડ્યો છે.

જોશી : ફિટકાર હોજો ! એવું બોલતાં ભોંઠા ન પડયા ? એવું બોલતાં બોલતાં શરમથી ને તિરસ્કારથી જીભ કચરાઇ ન ગઇ ? આટલી બધી અધોગતિ ? ના ઠાકોર ! આખું આર્યાવર્ત હજુ અકબરનાં ચરણતળે નથી આવ્યું. હજી તો આર્યાવર્તમાં પ્રતાપ બેઠો છે. હજી એક એવો નર જીવે છે કે જે ગુલામીના વિલાસની સામેય ન જુએ, અને પાદશાહના આદરમાનને ઠોકરે મારે.

પૃથ્વી : ખરી વાત, જોશી ! કવિતા લખવામાં આ ભાવ બહુ સુંદર લાગે. એને તો ઉપમા પણ આપી શકાય. દાખલા તરીકે, જાણે મહાસાગરના પ્રચંડ જલપ્રલયની અંદર, બસ ગામેગામ અને નગરેનગર બધાં બોળાઇ ગયાં છે; વચ્ચે અડગ ખડું છે એક દૂર દૂરનું પર્વત- શિખર ! ખરું કહું તો મેં તો મહાસાગર પણ નથી જોયો, અને જલપ્રલય પણ નથી જોયો હો ! તારા સોગંદ !

જોશી : રાજમહેલ છોડીને સ્વેચ્છાથી પર્ણકૂટીમાં જઇ વસવું, ખાખરાનાં પાનમાં ખાવું, તરણાંની પથારીએ સૂવું—ચિતોડગઢ જ્યાંસુધી ન જિતાય ત્યાંસુધી પોતાની મરજીથી લીધેલું આવું આકરું વ્રત ! એ કેવું મહાન ! કેવું ઊંચું ! કેવું મહિમાવંતું !

પૃથ્વી : કવિત્વની દૃષ્ટિએ જો જોઇએ, તો ખરેખર એ ભારી સુંદર ભાવ ગણાય. અને મેં જે ઉપમા દીધી એની સાથે તો બરાબર મેળ મળી જાય. બાકી સંસારની દૃષ્ટિએ તો એ બધું સમજ્યા જેવું !

જોશી : કેમ ? શી મુશ્કેલી લાગી ?

પૃથ્વી : ગરીબીમાં વૈભવની વાત જ ક્યાં કરવી ! ઉપરાંત જરૂર જોઇતી ચીજોનાં પણ સાંસાં પડે; શિયાળામાં કડકડતી ટાઢ વાય, ભૂખ્યા થઈએ ને અનાજ ન મળે એટલે પેટમાં ગલૂડાં બોલે ! વળી સંસાર છે, માણસને કોઇક દિવસ કાંઈક ખરચ કરવાનુંયે મન થાય, તો ખિસ્સાં ખાલી ! એમાં વગી બાળબચ્ચાંની વેજા વળગે, દિવસરાત એ બધાં ટેં ટેં કર્યા કરે ! આથી વધુ મુશ્કેલી તે શી હોય ?

જોશી : એ ઠાકોર ! જેણે અંતરની વેદનાથી વ્રત લીધાં હોય એને ગરીબી આટલી આકરી ન લાગે. એવી ગરીબીમાં તો એને એવી મહત્તા ને એવી સુંદરતા દેખાય કે જે સુંદરતા કોઈ રાજાના રાજમુગટમાંયે ન મળે, પાદશાહોની પાદશાહીમાં પણ ન સાંપડે. મન જેનાં મોટાં હોય એને ગરીબીની બીક ન લાગે નાથ ! એને તો ગરીબી વહાલી લાગે; એ તો ગરીબીમાં માથું નીચું ન ઢાળે, ઊંચું ઉડાવે; એનાં તેજ ગરીબીમાં ઝાંખાં ન પડે; એ તો અધિકાં ઝળહળી ઊઠે.

પૃથ્વી : જો જોશી, કવિતાના પ્રદેશની બહાર ગરીબી કોઇને સુંદર લાગી હોય એવો ભાગ્યશાળી તો મેં હજુ સુધી કોઈ જોયો નથી.

જોશી : ત્યારે બુદ્ધ ભગવાન રાજપાટ મેલીને સંન્યાસી થઈ ચાલ્યા ગયા એ શી રીતે ?

પૃથ્વી : ચોખ્ખી બેવકૂફીની રીતે ! પોતાને ઘરબાર

ન હોય અને માણુસ રસ્તે ઊભો ઊભો વરસાદમાં પલળતે હોય, એ તો જાણે કે સમજી શકાય. પણ ઘરબાર હોવ છતાંયે જો કોઇ એમ ભીંજાતો હોય તો જાણવું કે એ મગજ બગડી ગયું છે અને કોઈ વૈદ્યની કાળી જરૂર છે.

જોશી : એવી બેવકૂફીને જ જગતમાં ધન્ય છે સ્વામી મહાન બનવામાં તો ત્યાગ જોઇએ.

પૃથ્વી : મહાન બનવું હોય તો ત્યાગ કરવો જોઇએ પણ મારે એવા મહાન બનવું જ નથી ને!

જોશી : ઠાકોર! મહાન બનવું એ તમારા જેવ વિલાસીનું કામ જ નથી. એ મને ખબર છે.

પૃથ્વી : સાંભળ, જોશી! પહેલી વાત તો એ કે સ્ત્રી–જાતિ આવીને સંસ્કારી ભાષામાં વાત કરે એનો અર્થ ‘વાત વંઠી.’ ઉપરાંત જો સ્ત્રી ઊઠીને આવી રીતે ન્યાય શાસ્ત્રીની માફક દલીલો ચલાવવા બેસે તો તો અમારે પુરુષોએ દેશ છોડીને નાસવું જ પડે.

જોશી : મૂઠી અનાજ ખાઇને ઊંઘ્યા કરવું, એ તે કૂતરાંબિલ્લાડાં પણ કરે છે; પણ કોઈ પરાયાને કાજે જો ત્યાગ ન કરાય, પોતાની જનેતાનું સન્માન સાચવવા તમારાથી એક આંગળીયે ઊંચી ન થાય તો પછી તમારી અને બીજા પ્રાણીની વચ્ચે તફાવત શો?

પૃથ્વી : જોશી, કૃપા કરીને તું રણવાસમાં ચાલી જા. તારી વાક્ચાતુરી બહુ વધવા માંડી છે, હવે એ વાતોની વરાળ મારા માથામાં સમાતી નથી; માથું ફાટફાટ થાય

છે. પહેલાં તો તું બોલી છે તેટલું મને હજમ કરી લેવા દે; પછી નવું બોલજે. જાઓ સિધાવો !

[ જોશી ચુપચાપ ચાલી જાય છે. ]

પૃથ્વી : સત્યાનાશ ! મારે તો હાર કબૂલ કરવી પડી. શી રીતે એને જીતવી ? મારું તો બધુંય પરખાઈ ગયું. એક બાયડીની ચતુર જાત, એમાં વળી જોશી જેવી ભણેલગણેલ સ્ત્રી. એ શી રીતે જિતાય ? આટલા ખાતર જ હું બાયડીની જાતને વિશેષ ભણાવવાગણાવવાની વિરુદ્ધ છું ને ! મારી આબરૂના તો કાંકરા જ થઈ ગયા.



## ચોથો પ્રવેશ

[ સ્થળ : ચિતોડની નજીક ઉજ્જડ ભયાનક જંગલ. સમય : પ્રભાત. શસ્ત્રધારી પ્રતાપ એકલો ઊભો ઊભો જોઈ રહ્યો છે. ]

પ્રતાપ : ( શુષ્ક સ્વરે ) અકબર ! મેવાડને તેં ભલે જીતી લીધો, પરંતુ એ મેવાડ ઉપર આણ તો મારી જ વર્તી રહી છે ને ! આ વિશાળ મુલકને મેં આજ ખંડેર બનાવ્યો છે; મારાં પ્રજાજનોને આજે હું પહાડોમાં, ખીણોમાં ને ગુફાઓમાં ઉપાડી લાવ્યો છું. અકબર ! મારો દેહ જ્યાંસુધી દમ ખેંચે છે, ત્યાંસુધી તો મેવાડમાંથી એક દુકાની પણ તારા ખજાનામાં નથી પડવાની. આખા દેશમાં એક કોડિયું પ્રગટાવવા માટેય મેં કોઈને નથી રાખ્યો. ઉજ્જડ બનીને આખો દેશ ખાઉં ખાઉં કરી રહ્યો છે. દેશના સીમાડા ઉપર નિર્જન સ્મશાન સમી સુનકાર

શાંતિ પ્રસરી રહી છે. વાડીઓમાં ને ખેતરોમાં કેવળ જંગલી ઘાસ ઊગી નીકળ્યાં છે. ખેડનાર કોઇ ખેડુને મેં રાખ્યો નથી. માર્ગ પર ચાલનારો કોઈ મુસાફર નથી રહ્યો. રસ્તાઓ બાવળની કાંટ્યોમાં અદૃશ્ય બન્યા છે. એક દિવસ માનવી રહેતો ત્યાં આજે શિયાળિયાં બખોલ કરીને સૂતાં છે.

ઓ સુંદર મેવાડ! ઓ મારી જનેતા! ઓ વીરોની માતા! આજ તો તને આવો જ વેશ શોભે માડી! એક દિવસ જ્યારે તને 'મારી મેવાડ' કહીને બોલાવી શકીશ, તે દિવસે તો ઓ મા! મારે સગે હાથે હું તારાં અંગ ઉપર વસ્ત્રાભૂષણો પહેરાવી દઇશ. પરંતુ લલાટે એ દિવસ ન લખાયો હોય ત્યાંસુધી તો મુબારક હજો મા, તારો આનો આ જ ભીષણ વેશ! સ્મશાનચારિણી તપસ્વિનીનો આ શોકાકુલ મીઠો પોશાક! ઓ મારી માડી! આજ તને મોગલોની દાસી બનેલી દેખીને મારું કાળજું ફાટી પડે છે.

[બોલતાં બોલતાં પ્રતાપનું ગળું આંસુથી રુંધાય છે. એટલામાં એક ભરવાડને પકડીને એક સૈનિક આવે છે.]

સૈનિક : રાણાજી!

પ્રતાપ : કેમ?

સૈનિક : આ માણસ ચિતોડગઢની પડખેના ખેતરમાં બકરાં ચારતો હતો.

પ્રતાપ : (ભરવાડની સામે કઠોર નજર કરીને) આ સાચી વાત છે?

ભરવાડ : હા, સાચી વાત.

પ્રતાપ : તને મારા ફરમાનની ખબર નહોતી કે મેવાડ રાજ્યની કોઈ પણ જગ્યામાં કોઇ ખેડ કરશે કે ઢોર ચારશે તો એને જાનથી મારી નાખવામાં આવશે ?

ભરવાડ : ખબર હતી.

પ્રતાપ : છતાં શા માટે બકરાં ચાર્યાં ?

ભરવાડ : મોગલ કિલ્લેદારની આજ્ઞાથી.

પ્રતાપ : તો ભલે હવે એ મોગલ કિલ્લેદાર આવીને તારું રક્ષણ કરે. હું તને મોતની સજા ફરમાવું છું.

ભરવાડ : કિલ્લેદારને આ વાતની ખબર પડશે તો જરૂર એ મારી રક્ષા કરશે.

પ્રતાપ : હું પોતે જ એને હમણાં ખબર કહેવરાવું છું. જાઓ સૈનિક, એને લઇ જાઓ, હાથકડી બાંધો. સાત દિવસ પછી એનો પ્રાણવધ કરજો. મોગલ કિલ્લેદારને હું આજે જ ખબર મોકલાવું છું. યાદ રાખજો કે એનો વધ કર્યા બાદ એનું માથું ચિતોડગઢને માર્ગે વાંસડા માથે લટકાવીને રાખવાનું છે; જેથી તમામ લોકોને ખબર પડે કે પ્રતાપની આજ્ઞા એ કાંઇ બચ્ચાંની રમત નથી; જેથી લોકો જાણે કે ચિતોડગઢ મોગલોને હાથ પડયો છે, પણ હજુ મેવાડનો રાજા તો હું જ છું. જાઓ, લઈ જાઓ.

[ સૈનિક ભરવાડને લઈ ને જાય છે. ]

પ્રતાપ : (સ્વગત) ગરીબ બિચારો ભરવાડ ! વિના વાંકે માર્યો ગયો ! રાવણના પાપે લંકા રોળાણી. દુર્યોધનના પાપમાં દ્રોણ, ભીષ્મ અને કર્ણ સમા કુટાઈ ગયા. તું તો

અતિ પામર પ્રાણી છે ભાઈ! ઓહ! આ બધાં તો બહુ ઘાતકી કૃત્યો! પરંતુ ઓ મા! આ ઘાતકી બન્યો છું તે તો તારે ખાતર. એટલે જ તારે અંગેથી મેં આ શણગાર ઉતારી લીધા છે; એટલે જ મારી વહાલી મહારાણીને ચીંથરાં પહેરાવી મેં ઝૂંપડીમાં વસનારી બનાવી દીધી છે; મારાં પ્રાણથીયે પ્યારાં બચ્ચાંને ગરીબી વ્રતની તાલીમ આપી રહ્યો છું. રે! હું પોતેય સંન્યાસી બન્યો છું માડી!

[એ વખતે શસ્ત્રધારી શક્તસિંહ ડાબી બાજુ પડેલાં હિંસક પશુઓનાં હાડપિંજર જોતો જોતો ધીરે ધીરે દાખલ થાય છે.]

પ્રતાપ : જોઈ આવ્યો?

શક્ત : હા ભાઈ.

પ્રતાપ : શું જોયું?

શક્ત : આખું સ્થળ ઉજ્જડ!

પ્રતાપ : કોઈ માનવી નહિ મળે?

શક્ત : કોઈ જ નહિ.

પ્રતાપ : કારણ?

શક્ત : કારણ પૂછું કોને? માણસ જ નહિ ને!

પ્રતાપ : મંદિરનો પૂજારી ક્યાં હતો! એણે જ મને મોગલ–સેના આવ્યાના સમાચાર આપેલા. એ ક્યાં ગયો'તો?

શક્ત : ઘેર નહોતો.

પ્રતાપ : ત્યારે તો આપણો ફેરો ફોગટ ગયો.

શક્ત : ફોગટ શા માટે? આંહીં ઘણાં જનાવરો છે. આવો, વાઘનો શિકાર ખેલીએ.

પ્રતાપ : આખરે વાઘનો શિકાર?

શક્ત : બીજું શું થાય? આવું સુંદર સવાર : આવું ચુપચાપ જંગલ : આવો ભયાનક નિર્જન રસ્તો : બસ! હવે તો લોહીનાં થોડાં ટીપાં મળે એટલે આ સુંદરતા પરિપૂર્ણ થાય. માનવીનું લોહી ન મળ્યું તો પછી પશુનું લોહી રેડીએ.

પ્રતાપ : પણ વિના કારણે રક્તપાત?

શક્ત : વિના કારણે કેમ? માની લ્યો કે ભાલાની નિશાનબાજી એ કારણ. આજ જોઇએ તો ખરા ભાઇ કે એમાંથી કોણ ભાલો બરાબર ફેંકી જાણે છે? તમે કે હું?

પ્રતાપ : પારખું કરવું છે?

શક્ત : હા. (સ્વગત) આજ જોઉં તો ખરો કે કઇ શક્તિને બળે તું મેવાડનો રાણો છે અને હું તારી દયા પર નભનારો, તારું દીધેલું અને ખાઈ પેટ ભરનારો તારો આશ્રિત છું!

પ્રતાપ : બહુ સારું! કરીએ પારખું. શિકાર થશે, ગમ્મત પણ થશે.

[બન્ને વનમાંથી બહાર નીકળે છે. દ્રશ્ય પલટાય છે. જંગલની અંદર પ્રતાપ અને શક્ત એક મરેલા વાઘનું શરીર તપાસતા ઊભા છે.]

પ્રતાપ : એ વાઘ મેં માર્યો.

શક્ત : નહિ, મેં માર્યો.

પ્રતાપ : જોને, આ મારો ભાલો.

શક્ત : જુઓ, આ મારો પણ ભાલો.

પ્રતાપ : મારે ભાલે એ પડ્યો.

શક્ત : નહિ, મારે ભાલે પડ્યો.

પ્રતાપ : ત્યારે તો શકવાળી વાત રહી ગઇ. ઠીક ચાલો, આ ડુક્કર પર ઘા કરીએ.

શક્ત : સરખે અંતરેથી ઘા કરવો પડશે.

પ્રતાપ : ભલે.

[બન્ને જાય છે, દશ્ય પલટે છે, વનની અંદર પ્રતાપ અને શકત.]

શક્ત : ડુક્કર તો ભાગી ગયું.

પ્રતાપ : ત્યારે તો કોઇનો ભાલો ન વાગ્યો.

શક્ત : ના.

પ્રતાપ : ત્યારે તો કશું પારખું ન થયું. આજ તો પત્યું. વખત થઇ ગયો છે. ફરીથી કોઇ દિવસ જોશું.

શક્ત : ફરી કોઇ દિવસ શા માટે ભાઇ ! આજે જ ભલે ને પરીક્ષા થઇ જાય !

પ્રતાપ : શી રીતે ?

શક્ત : સામસામા ઘા કરીએ.

પ્રતાપ : એ શું સૂઝયું શક્તા ?

શક્ત : કાં, શું વાંધો છે ?

પ્રતાપ : ના, શક્તા ! એ નથી કરવું. એથી લાભ શો ?

શક્ત : અને નુકસાન પણ શું ? બહુ તો કાયામાંથી બે ટીપાં લોહી નીકળશે. એટલું જ ને ? શરીર પર બખ્તર તો પહેરેલાં જ છે. એટલે બેમાંથી કોઇ કાંઈ મરી નથી જવાનો. તો પછી બીક શી છે ?

પ્રતાપ : મને મરવાની બીક નથી, શક્તા.

શક્ત : બસ ત્યારે, ઉઠાવો ભાલો. આજ આપણે બે જણા માનવીનાં લોહી લેવા નીકળ્યા છીએ. તો આખરે બે ટીપાં લોહી તો લઈએ જ. નહિ ચાલે. ઉઠાવો ભાલો, કરો ઘા. (ચીસ પાડીને) શું જોઈ રહ્યા છો ? કરો ઘા !

પ્રતાપ : બહુ સારું. પહેલો ઘા તું કર.

શક્ત : ના, તમે પહેલા !

પ્રતાપ : ત્યારે આવી જા, સામસામા એક સાથે ઘા.

[બન્ને તલવાર ભોંય પર મૂકે છે. પછી સામસામા ભાલા ફેંકવા તૈયાર થાય છે. એ સમયે પ્રતાપનો કુલપુરોહિત દાખલ થાય છે, ને બન્નેની વચમાં ઊભો રહે છે]

પુરોહિત : ખબરદાર ! ઇશ્વરની આણ ! (બન્નેની સામે જોઇને) આ તે શું માડયું છે ! ભાઈભાઈનું ધીંગાણું ? ધીરા પડો, અરે ધીરા પડો.

શકત : સાવધાન બ્રાહ્મણ ! આઘો ખસી જા. નહિ તો તારુંયે મોત જાણજે.

પુરોહિત : મોત ! મોતથી હું ડરતો નથી. પણ ધીરા પડો.

શકત : વાર છે. આજ માનવીનું લોહી લેવા નીકળ્યા છીએ. માનવીનું લોહી જોઈએ !

પુરોહિત : માનવીનું લોહી જોઈએ ? તો આ લે !

[પુરોહિત ભોંય પરથી શક્તસિંહની તલવાર ઉઠાવે છે, પોતાની છાતીમાં ભોંકી દે છે અને પોતે ભોંય પર પડે છે.]

પ્રતાપ : ઓ ગુરુદેવ ! આ શું કર્યું ?

પુરોહિત : કાંઈ નહિ !—પ્રતાપ ! શક્તા ! તમને ધીરા પાડવા આ કર્મ કર્યું છે.

[ પુરોહિત મરણ પામે છે ]

પ્રતાપ : આ શું કર્યું, શક્તા ?

શક્ત : (રઘવાયો બનીને) સાચેસાચ ! આ શું કર્યું ?

પ્રતાપ : શક્તા ! તારે ખાતર જ આ બ્રહ્મહત્યા ! તારી જન્મકુંડળીમાં લખેલું છે કે એક દિવસ તું જ મેવાડનું સત્યાનાશ વાળીશ. આટલા દિવસ એ મેં નહોતું માન્યું; આજ એ વાણી પર વિશ્વાસ બેઠો.

શક્ત : એટલે ! શું મારે ખાતર જ આ બ્રહ્મહત્યા બની ?

પ્રતાપ : શક્તા ! તને રઝળતો જોઇને મને દયા આવી, આદર આપીને મેં તને મેવાડમાં આણ્યો; પરંતુ મેવાડનું સત્યાનાશ કરવા નિર્માયેલાનો હવે મેવાડમાં પગ ન હોય. જા, આ પળે જ મેવાડ છોડીને ચાલ્યો જા.

શક્ત : (હોઠ ભીંસીને) સારું !

પ્રતાપ : ચાલ્યો જા ! બ્રાહ્મણનો અગ્નિસંસ્કાર પતાવીને હું પ્રાયશ્ચિત્ત કરીશ. ચાલ્યો જા !

[ બન્ને જુદી જુદી બાજુમાં ચાલી નીકળે છે ]



## પાંચમો પ્રવેશ

[ સ્થળ : આગ્રામાં અકબરનું મસલત–ઘર. સમય : પ્રભાત. અકબર અને શક્તસિંહ સામસામા ઊભા છે. ]

અકબર : આપ રાણા પ્રતાપસિંહના ભાઇ કે ?

શક્ત : જી હા !

અકબર : આંહીં પધારવાનું પ્રયોજન ?

શક્ત : મોગલસેના લઈને રાણાની સામે ચડાઈ કરવાની મારી મુરાદ છે. રાણાને હું મોગલોને ચરણે નમાવવા ચાહું છું. રાણાની સેનાના રક્ત વડે મેવાડની ભૂમિ ભીંજાવવા તલસું છું.

અકબર : એથી મોગલોને શો ફાયદો ? આજ સુધી મેવાડમાંથી એક દુકાની પણ મોગલ–ખજાનામાં નથી આવી.

શકત : પહેલાં રાણાને પકડો. પછી અપરંપાર દોલત આપના ખજાનામાં આવશે. આજ રાણાની આજ્ઞાથી આખી મેવાડ અણખેડેલી પડી છે. નહિ તો મેવાડની જમીનમાં અહો ! સોનું પાકી શકે. જાણો છો ને જનાબ ? તે દિવસ ચિતોડગઢના કિલ્લેદારની આજ્ઞાથી મેવાડની સીમમાં કોઇ ભરવાડે બકરાં ચારેલાં એને રાણાએ ફાંસીએ લટકાવ્યો.

અકબર : ( વિચારપૂર્વક ) હં ! વારુ ! આપ અમને શી સહાય કરશો ?

શકત : હું રાજપુત્ર છું. યુદ્ધ કરી જાણું છું. રાણાની સામે યુદ્ધ આદરીશ. હું રાજપુત્ર છું. સેનાને દોરતાં શીખ્યો છું, રાણાની સામે પ્રચંડ મોગલ સૈન્યને હું ચલાવી શકીશ.

અકબર : એથી આપને શો ફાયદો ?

શકત : વેરની વસૂલાત.

અકબર : બસ ?

શકત : બસ !

અકબર : આપને મોગલ-સેના આપીએ તો શું આપ પ્રતાપસિંહને જીતી શકવાના ?

શક્ત : મને વિશ્વાસ છે કે જીતી શકીશ. હું પ્રતાપનું સૈન્યબળ જાણું છું, એની યુદ્ધકુશળતા જાણું છું, યુક્તિ-પ્રયુક્તિ જાણું છું. પ્રતાપ યોદ્ધો છે, તો હું પણ યોદ્ધો છું. પ્રતાપ ક્ષત્રિય છે, તો હું પણ ક્ષત્રિય છું. પ્રતાપ રાજપુત્ર છે તો હું પણ રાજપુત્ર છું. પરંતુ એ જ્યેષ્ઠ છે અને હું ફૂટાયો છું. એક દિવસે વાતવાતમાં પ્રતાપના પુત્ર અમરસિંહે જ મને કહેલું કે જ્યેષ્ઠ હોવાથી કાંઇ શ્રેષ્ઠ નથી થવાતું. એ દિવસથી દિલમાં હરદમ એ ચિંતન ચાલતું હતું. આજ એ વાતની ખાતરી થઇ ચૂકી છે.

અકબર : હં !

[ એટલું બોલીને ભોંય પર નજર રાખી અકબર પલવાર ટહેલે છે અને દ્વારપાળને બોલાવે છે. દ્વારપાળ આવીને નમે છે. ]

અકબર : મહારાજા માનસિંહને સલામ કહો.

દ્વારપાળ : જેવો હુકમ ખુદાવન્દ !

[ દ્વારપાળ જાય છે. ]

અકબર : ( શક્તસિંહની સામે જોઇને ) મેં સાંભળ્યું છે કે આપને માથે તો રાણા પ્રતાપનો ઉપકાર છે.

શક્ત : શી રીતે ઉપકાર ?

અકબર : નહિ ? તો કદાચ મેં ખોટું સાંભળ્યું હશે. પ્રતાપસિંહે શું કદી આપના ઉપર ઉપકાર નથી કર્યો ?

શક્ત : કર્યો હતો. મારા બાપુ ઉદયસિંહે જ્યારે મારો વધ કરવાની આજ્ઞા દીધેલી ત્યારે.

અકબર : ( ચકિત થઇને ) કોણે? આપના બાપુએ આપને મારી નાખવાની આજ્ઞા દીધેલી ?

શક્ત : ત્યારે સાંભળો, પાદશાહ સલામત! મારા જીવનની કથની કહું. હું જ્યારે પાંચ વરસનો હતો, ત્યારે મારા હાથમાં એક છરો આવી પડ્યો. એની ધારનું પાણી જોવા માટે મેં એને મારા જ હાથમાં બેસાડી દીધો. મારી જન્મકુંડળીમાં લખ્યું છે કે હું મારી જન્મભૂમિને શાપ સમાન થઈ પડીશ. મારા બાપુએ જયારે જોયું કે એક છરો લઇને વિના થડકયે મેં મારા જ હાથમાં ઘોંચી દીધો, ત્યારે એને ખાતરી થઈ કે જન્મકુંડળી સાચી. એટલે એણે મને હણવાનો હુકમ દીધો.

અકબર : તાજ્જુબ !

શક્ત : તાજ્જુબ કાં થાઓ સમ્રાટ ? ભીરુ ઉદયસિંહને શું આપ નહોતા ઓળખતા ? ચિતોડગઢના ઘેરાને વખતે જો મારા બાપુ ઉદયસિંહ ન નાઠા હોત તો આજ ચિતોડનો ભાગ્યસૂર્ય આમ આથમી ન જાત.

અકબર : અયે જવાન! ચિતોડગઢ રાજપૂતોના હાથમાંથી મોગલોને હાથ આવ્યો એ એનું સદ્ભાગ્ય નથી શું ?

શક્ત : શી રીતે, પાદશાહ ?

અકબર : તમે પોતે જ કબૂલ કરશો કે જંગલી રાજ-પૂતોને રાજ ચલાવતાં જ નથી આવડયું.

શક્ત : જનાબ! જંગલી કોણ, રજપૂત કે મુસલમાન,

તે તો હું નથી જાણતો. તોપણ આજ સુધી કોઇ જાતિએ પોતે પોતાને જંગલી કહી હોય એવું મેં નથી સાંભળ્યું!

[અકબર એ યુવાનની હિમ્મત જોઈને લગાર થંભી ગયો. પછી વાત પલટાવવાને નિમિત્તે બોલ્યો.]

અકબર : વારુ ! પછી શું બન્યું આપના ઇતિહાસમાં ?

શક્ત : મારાઓ જ્યારે મને વધસ્થાને લઈ જતા હતા, તે વખતે રસ્તામાં સલુંબરાપતિ ગોવિન્દસિંહનો ભેટો થયો. એક વખત મારા ઉપર એની બહુ મમતા હતી, એથી મને પોતાનો વારસ બનાવવાનું વચન આપી રાણાની પાસે જઈને એમણે મારા પ્રાણની ભિક્ષા માગી. મને દત્તક લીધા પછી સલુંબરાપતિને એક પુત્ર જનમ્યો. તે વખતે મેવાડની ગાદીએ પ્રતાપ હતા. સલુંબરાપતિની વિનવણીથી પ્રતાપ મને પોતાની રાજધાનીમાં લઈ આવ્યા; અને મને પ્રેમથી પાસે રખ્યો.

અકબર : આપને હાથે મેવાડનું સત્યાનાશ લખાયું છે એ વાત જાણ્યા છતાંયે.

શક્ત : હા જી, એ જાણ્યા છતાંયે

અકબર : ત્યારે આપે કેમ કહ્યું કે પ્રતાપસિંહ આપના ઉપકારક નથી ?

શક્ત : ઉપકારક શાનો ? મારી ખુદ જન્મભૂમિમાં, મારા પોતાના રાજ્યમાંથી, મારા અધિકારમાંથી મને અન્યાયની રીતે બાતલ કરવામાં આવેલો, તેમાંથી મને પાછો રાજમાં લઈ જવામાં તો પ્રતાપે થોડોક ન્યાય જ કર્યો

કહેવાય. એટલા ખાતર શું એ મારો ઉપકારક ? હજુ મારા સ્વહક્ક તો મને પાછા મળ્યા જ નથી. કયા અધિકાર બળે એ મેવાડને સિંહાસને ચડી બેસે અને હું એનો આજ્ઞાંકિત ચાકર બની રહું ? એ અને હું બન્ને એક જ પિતાના પુત્રો : કબૂલ કે એ જ્યેષ્ઠ ને હું કનિષ્ઠ : પરંતુ જ્યેષ્ઠ હોય તેથી કાંઈ શ્રેષ્ઠ નથી થવાતું. એક દિવસ અમે તેની પરીક્ષા કરવા ગયેલા. તેમાં અચાનક એક બ્રહ્મહત્યા થઈ; પરીક્ષા અધૂરી રહી. જો એ પરીક્ષા કર્યા પછી પ્રતાપ મને દેશવટો દેત તો મને લગારે દુઃખ ન થાત. પરંતુ એ પારખું થયા પહેલાં જ મને કાઢી મૂકવામાં એણે અન્યાય કર્યો. એ અન્યાયનું મારે આજે વેર લેવું છે, પાદશાહ !

અકબર : ( જરા હસીને ) પ્રતાપ આપના ઉપર ઇતબાર કરે કે નહિ ?

શક્ત : હા, કરે.

અકબર : તો પછી આપ એને દગો દઈને શા માટે પકડી ન લ્યો ? યુદ્ધની શી જરૂર છે ?

શક્ત : માફ કરો પાદશાહ ! મારે હાથે તો એ કામ નહિ બને. તો પછી સેવક રજા લે છે—

અકબર : સૂણો ! શા માટે નહિ ? શો વાંધો છે ? જો વિના રક્તપાતે કામ સાધી શકાય, તો મુફતનું લોહી કાં રેડવું ?

શક્ત : સમ્રાટ ! આપ તો સુધરેલ મોગલ કોમ કહેવાઓ ! એ બધા દાવપેચ આપ લોકોને શોભે. પણ અમે તો જંગલી રજપૂત જાતિ ! અમે દોસ્તી કરીએ ત્યારે પણ

છાતીએ ચાંપીને આલિંગન દઈએ; અને દુશ્મનાવટ કરી઼ ત્યારે પણ સામા ચાલીને છાતીએ ઝાટકો મારીએ. છૂ઼ છૂરી ચલાવતાં અમને નથી આવડતું. હું નાસ્તિક ખરે નિરીશ્વરવાદી ખરો, અને સમાજદ્રોહી પણ ખરો! પણ તો હું રજપૂત બચ્ચો છું. રજપૂતને લાંછન લાગે એ઼ આચરણ હું કદી ન કરું.

અકબર : પરંતુ માનસિંહ તો—એ—એ બાબતમ઼ કશો વાંધો નથી રાખતા. ક્ષત્રિયોની અંદર સાચી યુદ્ધ કુશળતા જાણનારાઓમાં એ એક્કા છે. અર્ધી જીત તો ર઼ દાવપેચ વડે જ કરી લે છે. સેનાનો દેખાવ એ અનેક વા઼ કરે, પણ ઉપયોગ ક્વચિત્ જ કરતા હશે.

શક્ત : બરાબર છે! એ એમ ન કરે તો પછી મોગલ઼ સેનાપતિની ખુરસી પર એ શાના બેસત? હું જ બેસત ને઼

અકબર : એ પણ રજપૂત છે.

શક્ત : હા, સાંભળ્યું છે કે એનાં માબાપ રજપૂત હતાં઼

[ અકબર આ કટાક્ષ સમજતો હતો; પણ ન સમજ્યો હો઼ તેવો દેખાવ કરીને ]

અકબર : તો પછી?

શક્ત : તો પછી વળી શું જનાબ! આંબાની કોઈ કો઼ કેરી ઘણીવાર કોઈ કારણસર ઊતરી જાય છે. માનસિંહજીનુ઼ પણ, રજપૂત હોવા છતાંયે એવું કાંઈક જ બની ગયું છે! ઉપરાંત વળી....

[ શક્તસિંહ અટકી જાય છે.

અકબર : ઉપરાંત વળી શું ?

શક્ત : એ કે, માનસિંહજી તો પાદશાહ સલામતના સાળાશ્રીના પુત્ર થાય ખરા ને ! અને હું તો પાદશાહને કાંઈયે ન થાઉં ! એમણે તો આપ હજૂરની સાથે એક થાળીમાં બેસીને પુલાવ કુરમાં ખૂબ ઉડાવ્યાં છે. તો પછી આપ સાહેબોનો થોડોક રંગ તો એમને લાગે જ ને !

અકબર ! (જરા થંભી જઈ) બહુ સારું. આપ પધારો. જરા આરામ કરો. હું કાલે ઠીક લાગ્યા મુજબ આજ્ઞા આપીશ.

શક્ત : જેવી આજ્ઞા. (સલામ કરીને જાય છે)

[શક્તસિંહ જ્યાંસુધી દેખાતો બંધ થયો ત્યાંસુધી અકબર એની સામે તાકી રહ્યો. શક્તસિંહ ગયા પછી એ બોલ્યો.]

અકબર : પ્રતાપસિંહ ! તારો ભાઈ મળી ગયો ! હવે તો જાણજે કે તું મારી ચપટીમાં આવી ચૂક્યો; અગર આવો લાગ વચ્ચે વચ્ચે મને ન મળતો હોત તો શું આ વિશાળ આર્યાવર્તને કબજે કરવાની મારી તાકાત હતી ? જો મહારાજા માનસિંહજીની મદદ મને ન મળી હોત તો આ મોગલ સલ્તનત કેટલા કદમ માંડી શકત ? આ આવે માનસિંહજી.

[માનસિંહ પાદશાહને અદબથી નમન કરે છે.]

અકબર : બન્દગી, મહારાજ !

માનસિંહ : બન્દગી જનાબ ! પાદશાહ સલામત શું મને બોલાવતા હતા ?

અકબર : હા મહારાજ ! પ્રતાપસિંહના ભાઇ શક્તસિંહને આપે જોયા ?

માનસિંહ : હા. રસ્તે જતાં જોયો. જ્યાંસુધી મારી સામે ચાલ્યો આવતો હતો, ત્યાંસુધી એ મારી સામે જ તાકી રહ્યો હતો.

અકબર : મને તો એ જવાન ઘણો વિદ્વાન, નીડર અને મર્મભાષી માલૂમ પડ્યો. એને તો આ દુનિયાની અંદર સ્વાર્થ સિવાય બીજું કંઈ દેખાતું જ નથી. છતાં લગે છે તો સાચું સોનું. જે ઘાટ ઘડવા ધારીએ તે ઘડી શકાય ખરો.

માનસિંહ : એને તે શું લોહીની તરસ લાગી છે ?

અકબર : ના, વેરની વાંચ્છના જાગી છે; પ્રેમ અથવા હિંસા એના દિલમાં હજુ દાખલ નથી થયાં લાગતાં. પોતે કરેલા કરજની કોડીયે કોડી ચૂકવી દેવી અને પોતે કરેલી ધીરધારની પાઇએ પાઈ વસૂલ કરી લેવી—એ જ એના દિલની ઝંખના છે. ઇમાનને એ નથી માનતો; પણ વંશનું અભિમાન એની નસેનસમાં ભર્યું છે.

માનસિંહ : તો હવે હજૂર શું ફરમાવે છે ?

અકબર : પ્રતાપસિંહે મોગલોના એક ભરવાડને ફાંસી દીધી એ વાત આપે જાણી છે ?

માનસિંહ : ના જી.

અકબર : ત્રણ વાર છાપો મારીને ત્રણ મોગલ ટુકડીઓને હણી નાખ્યાની વાત જાણી છે ?

માનસિંહ : હા જી.

અકબર : ત્યારે હવે ક્યાં સુધી આ વિફરેલા વાઘને

છૂટો રહેવા દેવો છે? એના ઉપર હુમલો કરવાનો આથી વધુ સારો લાગ નથી આવવાનો. આપનો શો મત છે?

માનસિંહ : મારા મનમાં હતું કે શોલાપુરથી પાછા વળતાં રસ્તામાં પ્રતાપસિંહની મુલાકાત લઉં, અને યુક્તિ-પ્રયુક્તિથી જો એને વશ કરી શકાય ને લોહી રેડવું ન પડે તો સારું. નહિ તો પછી યુદ્ધ તો છે જ ને.

અકબર : ઉત્તમ વાત! આપની સલાહ ડહાપણભરી છે. એમ જ કરીએ. આપ શોલાપુર ક્યારે જવાના છો?

માનસિંહ : પરમ દિવસ સવારે.

અકબર : સારું! મારે જરા વિશેષ અગત્યનું કામ છે, એટલે આપને એકલા છોડીને જાઉં છું.

માનસિંહ : સુખેથી પધારો. [ અકબર જાય છે. ]

માનસિંહ (એકલો) આ વાત માટે જ હું તૈયાર થઈને આવેલો હતો. બહેન રેવાનાં લગ્ન માટે બાપુ વારંવાર તાકીદ કરી રહ્યા છે. મારું તો દિલ છે કે જો પ્રતાપસિંહ માની જાય તો રેવાનાં લગ્ન પ્રતાપના કુમાર અમરુ વેરે કરવાની વાત બાપુ પાસે ઉચ્ચારું. મારા અમ્બરકુળને મેવાડ-કુળના પવિત્ર રક્ત વડે વિશુદ્ધ બનાવી લેવાય તો કેવું સારું! અમે તમામ આજ ભ્રષ્ટ બન્યા! કલંકિત બની ગયેલી આ વિશાળ રાજપૂત કોમની વચ્ચે એ પ્રતાપ! પવિત્ર પતાકા તો બસ તારી જ ફરકી રહી છે! ધન્ય પ્રતાપ! ધન્ય તારી જનેતાને! [ માનસિંહ જાય છે ]



# છઠ્ઠો પ્રવેશ

સ્થાન : આગ્રાની અંદર મોગલ અંતઃપુરનો બગીચો.

સમય : બપોર.

[ અકબરની શાહજાદી મેહેરઉન્નિસા ઝાડની નીચે એકલી બેઠી માળા ગૂંથતી ગૂંથતી ગાયન ગાય છે. ]

**[ રાગ—મેં તો પિયાકે મન માની ન માની ]**

નિરજન વનમાં પાલવ ઢાળીને
એકલડી ફૂલમાળ હું ગૂંથું.
ગૂંથી ગૂંથી મારે કંઠે ધરવા
એકલડી ફૂલમાળ હું ગૂંથું.

ગાન કરું મનમાં ને મનમાં
મનને રાજી કરવા રે,
ખેલ કરું તોયે મનમાં ને મનમાં
મનના તાપ મિટાવવા રે—નિરજન વનમાં૦

મનમાં રોતી ને મનમાં હસતી
મનમાં વરતી પરણતી રે,
મનના ગુણ અવગુણ પર મોહી
મનથી મ્હોબત કરતી રે—નિરજન વનમાં૦

[ અકબરની ભાણેજ દોલતઉન્નિસા દોડતી દોડતી આવીને, મેહેરને જરા ધક્કો મારે છે. ]

દોલત : ઓ મહેર, જો તો ખરી. આ કબૂતરોનું વૃંદ ઊડી જાય ! દેખતી નથી નાદાન ?

મેહેર : વાહ રે વાહ ! કબૂતર ઊડી જાય એમાં અજાયબી શી ? એમાં જોવાનું શું ? (ગાવા લાગે છે) 'મનમાં રડતી મનમાં હસતી—'

દૌલત : ત્યારે શું અજાયબ ચીજ વિના દુનિયામાં બીજું કાંઈ જોવા જેવું જ નહિ કે ? બોલ તો ખરી ડાહીલી ? અજાયબ ચીજ દુનિયામાં તેં કેટલીક જોઈ નાખી ?

મેહેર : અજાયબ ચીજ ? અજાયબ ચીજ કાંઈ દુનિયામાં ઢૂંઢવા ન જવી પડે !

દૌલત : ગણાવ તો જોઉં ? કઈ કઈ અજાયબ ચીજો છે તે હુંયે ખ્યાલમાં રાખી લઉં.

મેહેર : (માળા નીચે મૂકીને જરા ઠાવકું મોં રાખીને) સાંભળ ત્યારે : જો, જાણે પહેલવહેલી તો આ પૃથ્વી જ બડી અજબ ચીજ ! કાંઈ કામધંધો નહિ, આરામ નહિ, મતલબ નહિ; તોય સૂર્યની આસપાસ ઘૂમ્યા જ કરે; કોઇ ન જાણે કે શા માટે ! ત્યારબાદ આ માનવી પણ કોઈ અજબ જાતનું જનાવર જણાય છે. પહેલાં તો માંસનો લોચો બનીને અવતરે; પછી સંસારનાં મોજાંની અંદર આમ તેમ થપ્પડો ખાધા બાદ એકાએક એક દિવસ કોણ જાણે ક્યાંયે ડૂબી મરે; કોઈ એને શોધીને બહાર કાઢી શકે જ નહિ. ત્રીજું, કંજૂસ આદમી દોલત જમાવે, પણ એક દુકાનીયે ખરચે નહિ એ પણ એક નવી તાજ્જુબી ! અમીર આદમી પૈસા ફના કરી, દેવાળીઓ બની, ગલીએ ગલીએ ભીખ માગે—એય એક અજાયબી ! અને આ પુરુષો ! બુદ્ધિશુદ્ધિ બળી હોય, છતાં પણ

પરણીને બેડીઓમાં ઝકડાય! ન ખાઇ પી શકે, ન તો હલીચલી શકે, એય કાંઇ ઓછી અજાયબી કહેવાય?

દોલત : ત્યારે બહેન, સ્ત્રીઓ પણ બેવકૂફ બનીને પરણે એ અજાયબી નહિ કે?

મેહેર : ના બહેન! એ તો કુદરતનો જ એવો ક્રમ ઠર્યો છે. કારણકે પરણે એટલે એને એના ગુજરાનનો વિચાર કરવો પડે નહિ ખરો ને! ન પરણે તો પેટ શી રીતે ભરે? બેશક, જો હું, ખુદ શહેનશાહની કુંવરી ઊઠીને કોઈ પારકા પુરુષના ચરણ ચાંપવા દોડી જાઉં—શાદી કરું—તો હા, એ તાજ્જુબી કહેવાય ખરી! અત્યારે હું તો બસ લહેર કરું છું—ખાઉં છું, પીઉં છું, છતાં જો શાદી કરું, તો સમજવું કે મારું ભેજું ચસકી ગયું છે. અને હકીમને બોલાવવો પડે તેમ છે!

દોલત : ત્યારે તું શાદી ન કરવાનું નક્કી જ કરી બેઠી છે?

મેહેર : શાદી ન કરવાનું નક્કી તો કર્યું છે, પણ હું બેઠી નથી!

દોલત : એનો મર્મ?

મેહેર : એનો મર્મ! મર્મ તો એ કે જાણે આ કુંવારી અવસ્થા; એમાં વળી કશું કામ તો કરવાનું નહિ; બસ કેવળ સૂવું, બગાસાં ખાવાં અને આંગળીઓના ટચાકા ફોડયા કરવા! દુનિયા જાણે કે કુંવારી! બીજી બાજુ આપણે તો સૂતાં સૂતાં ઉમ્મર ખઇયામની કવિતાઓ

વાંચીએ; ચિત્તડાના ચોરનો ચહેરો પાટિયા પર ચીતર્યા કરીએ; કોઇ કોઇ વાર વળી આળસનું બહાનું કાઢીને દુનિયાના રંગઢંગમાં ડોકિયું પણ કરી લઇએ; અને પુરુષજાતની અંદર કોઇ મનમાન્યો મર્દ મળી આવશે કે નહિ, એનો વિચાર પણ કરી લઇએ—સમજી ને!

[મહેર માથું ઢાળીને લગાર હસે છે.]

દોલત : પણ આમ ઠાલા વિચાર જ કરે છે કે મનમાન્યો કોઇ મેળવી લીધો છે એ તો કહે!

મેહેર : (ફરીવાર મોં ગંભીર કરી) જો આવી પૂછપરછ તારાથી ન કરાય, બાપુ! મનમાન્યો મળી ગયો હોય તોયે એ શું બધું તને કહી દેવાનું હોય?

દોલત : કેમ ન કહેવાય? હું તો તારી બહેન; તારી દિલોજાન દોસ્ત!

મેહેર : જો બહેન દોલત! તારી એ દોસ્તી મારું માંસ વીંધીને જરા અંદર ઊતરી છે ખરી, પણ હજુ હાડકાંને નથી પહોંચી હો! અને આ બાબત તો, બાપુ! છાતીની પાંસળીઓની—બલ્કે શરીરમાં એક બીજું શરીર છે ને, તેની ગણાય. એટલે એ વાત તો દિલ ખોલીને તને ન કહી દેવાય. પણ હવે તું જ્યારે મારો પીછો લઇને લાગી છો, ત્યારે લે મારા ચિત્તના ચોરનો ચહેરો જરા ઇશારે સમજાવી દઉં.

દોલત : બોલ ત્યારે, જોઉં તો ખરી, તારાં ચિત્તના ચોરને પકડી પાડું છું કે નહિ.

મેહેર : ત્યારે સાંભળજે હો ! જો મારા ચિત્તના ચોરનો ચહેરો કેવો છે, કહું ! નાક—હા, નાક છે તો ખરું. કાન—હા. બહુ બારીકીથી તપાસી તો નથી જોયા, પણ કાન હશે તો ખરા ! અને એ જ્યારે હસે, ત્યારે મોતી ઝરતા હોય કે ન ઝરતાં હોય, પણ દાંત તો ચોક્કસ બહાર નીકળી પડે છે. બાકી તો એ ચિત્તચોર જ્યારે ચીસ પાડીને રોવા માંડે છે—જો સાચેસાચ એ રોતો હોય તો—ત્યારે એના મુખારવિંદની શોભા કંઈ વધતી પણ નથી, તેમ એ ગાયન ગાતો હોય એવુંયે કાંઈ ભાસતું નથી. લે, એ ચિત્તચોરની આટલી છબી તો મેં ચીતરી દીધી, બાકીની રેખાઓ તું પૂરી કરી લેજે હો બહેન !

દૌલત : આહા ! આબેહૂબ ! સાચું કહું તો મેહેર, જાણે હું તારા ચિત્તચોરને સાક્ષાત્ જોઈ રહી છું.

મેહેર : તું જોયા કર, ખુશીથી ! પણ જોજે હો બાપુ ! એના પર ક્યાંક આશક બની ન જતી ! અગર કદાચ આશક બની જા, તોય વાંધો તો નથી જ; કેમકે મારા બાબાને પણ એક સો ઉપરાંત બેગમો છે. તેમ છતાં, આશક ન બન તો જરા ઠીક કહેવાય.

[ એટલામાં પોતાનો પોશાક ખંખેરતો સલીમ ધીરે ધીરે દાખલ થાય છે.]

સલીમ : અલી તમે આંહીં છો કે ? આંહીં તમે બેય જણીઓ શું કરો છો, મેહેર ?

મેહેર : આ દૌલત જીવ ખાતી હતી કે જગતની અજાયબ ચીજો ગણી બતાવ; એટલે હું અત્યાર સુધી એ ગણાવતી હતી.

સલીમ : ભલા, મને પણ સંભળાવ તો !

મેહેર : ફરી પાછું સંભળાવવું પડશે ! દૌલત ! તું જ ગણી બતાવને; તને મોંએ થઈ ગયું છે. બોલ તો, બોલ તો; અત્યાર સુધી તો મેં તને પોપટની માફક પઢાવી. પણ બળ્યું ! એ પઢાવ્યું તે હું જ ભૂલી ગઈ. જો ભાઈ સલીમ ! ખરું કહું ? મારી કલ્પનાશક્તિ તો ભારી તેજ; પણ યાદશક્તિ ખાતે મોટું મીંડું. આ દૌલતને કલ્પના શક્તિ નહિ પણ યાદશક્તિ અચ્છી છે. હું તો કોઇ એક ખરચાળ સોદાગર જેવી, રોજગાર પણ ખૂબ કરું અને જે કમાઉં તે પાછું ઉડાવી પણ ખૂબ દઉં. દૌલત તો પાકો વાણિયો જોઇ લ્યો. બહોળો વેપાર ભલે ન જમાવી શકે, પણ જેટલું રળે તેટલું સાચવી સારું જાણે. હા, હા, હવે સાંભર્યું; હું તો કહેતી હતી કે કંજૂસ આદમી જિંદગીભર તન તોડી તોડીને કમાયા જ કરે તે બસ ફક્ત પોતાના વારસોને ઉડાવવા દેવાને ખાતર ! આ પણ દુનિયાની એક તાજ્જુબી જ છે ને !

દૌલત : એમાં શી તાજ્જુબી ? બોલ તો સલીમ !

મેહેર : તાજ્જુબી નહિ ? બોલ જોઉં, સલીમ !

સલીમ : પરંતુ તમે ગણાવો છો એથી તો ઔર તાજ્જુબીની એક વાત બની રહી છે.

મેહેર : એ વળી શું ?

સલીમ : આ અકબર પાદશાહની સાથે રાણા પ્રતાપ-સિંહનું યુદ્ધ ! દુનિયામાં તમામને મહાત કરનાર એક

સમ્રાટની સામે એક પામર જમીનદાર બાથ ભીડે, એથી વધુ અજાયબી બીજી કઇ?

દૌલત : દીવાનો થઇ ગયો હશે.

સલીમ : મને પણ એમ જ લાગતું હતું. પણ આ થોડા દિવસોની અંદર એણે મોગલ સેનાને એવી તો બેહાલ બનાવી દીધી છે કે હવે એને હું દીવાનો શી રીતે કહું! એકસો રજપૂતો પાંચસો મોગલ યોદ્ધાઓની સાથે ભેટે છે અને હરાવે પણ છે.

મેહેર : તમે બધા બસ એક વાર દસ્તૂર મુજબ યુદ્ધ કરી એને હરાવી દો ને!

સલીમ : હવે આ વખત એમ જ થવાનું છે. માનસિંહજી શોલાપુરથી આવતી વખત રસ્તામાં પ્રતાપસિંહની મુલાકાત લેશે. એનું સૈન્યબળ જોઇ લેશે; જો એને સમજાવી તાબેદારી કબૂલ કરાવી શકે તો ઠીક છે; નહિ તો પછી યુદ્ધ જામવાનું.

મેહેર : તું યુદ્ધમાં જઇશ?

સલીમ : હું યુદ્ધમાં નહિ જાઉં ત્યારે શું લૂલાં લંગડાંની માફક ઘરમાં પડ્યો રહીશ?

મેહેર : તો હુંયે આવીશ.

સલીમ : તું?

મેહેર : હાસ્તો; એમાં વળી અજાયબી શી?

દૌલત : તો હુંયે આવીશ.

સલીમ : હ્યો રાખો, રાખો! ઓરતો તે કહી યુદ્ધમાં જતી હશે ?

મેહેર : કેમ ન જાય ! તમે બધા અમારી પાસે આવીને ડંફાસ મારો કે 'અમે આમ લડયા ને તેમ લડયા !' એટલે હવે તો અમે આવીને ખુદ નજરે જોઇશું કે તમે બધા તે શું સાચેસાચ યુદ્ધ કરો છો કે ઘેર આવી ગપ્પાં જ ચલાવો છો !

સલીમ : અરે ગાંડી ! યુદ્ધ ન કરીએ તો હારજિત શી રીતે નક્કી થાય ?

મેહેર : મને તો લાગે છે કે પ્રથમ તો સામસામાં બેય લશ્કર તોપો તૈયાર કરી રાખે; પછી એક રૂપિયો લે; એક લશ્કર કહે કે, 'અમારું મ્હોરું,' બીજું લશ્કર બોલે કે 'અમારો સિક્કો;' ત્યાર પછી એક જણ એ રૂપિયાને અંગૂઠા ઉપર ચક્કર ફેરવી ઊંચે ઉછાળે. પછી જમીન ઉપર જેની ચત્તી બાજુ પડે તે લશ્કરની જિત કહેવાય બીજું શું ?

સલીમ : તો પછી લશ્કર લઇ જવાનું શું કારણ ?

મેહેર : બીજું શું ? હોકારા પડકારા કરવા માટે ? દુનિયાને દેખાડવા માટે ! અને તું તો હવે કાગળનો સિપાઈ ! તું શું યુદ્ધમાં કરવાનો હતો મુડદાલ ! તારે તે યુદ્ધ કરવાનું હોય ? ખરું કે નહિ, દૌલત ?

દૌલત : બીજું શું ?

મેહેર : સલીમ તો હજુ ધાવણો છોકરો છે. એ બિચારો તે યુદ્ધમાં શું કરવાનો હતો !

સલીમ : એમ કે ? ત્યારે હવે નજરે જોજો !

મેહેર : જોશું, જોશું; ખરું કે દૌલત ?

દૌલત : હાસ્તો. જોયા વિના કાંઇ રહેશું ?

સલીમ : ઠીક, જરૂર બતાવી દઇશ. બાબાની પરવાનગી લઇને હું આ વખતે તો તમને અવશ્ય ઉપાડી જવાનો. પછી જોજો, હું યુદ્ધ કરું છું કે નહિ ?

[ સલીમ જાય છે. ]

મેહેર : હા ! હા ! હા ! દૌલત ! સલીમને લગાર ચીડવ્યો એટલે કામ પાકી ગયું ! કેટલો એનો ડોળડમાક ! જરાક ચાબુક મારીએ એટલે બિલકુલ ભાન ભૂલી જાય !

[ દાસી આવે છે; અને 'પાદશાહ પધારે છે,' એમ ખબર આપે છે ]

મેહેર : બાબા આવે છે ! અચાનક આંહીં ક્યાંથી !

દૌલત : હું જાઉં છું બહેન !

મેહેર : અરે, જઇશ તે ક્યાં ? પાદશાહ આગળ અરજી કરવી પડશે. ઊભી રહે.

દૌલત : ના બાપુ ! હું તો જાઉં છું.

મેહેર : તું તો ભારી બીકણ ! બાયલી ! પાદશાહ તે શું સાવઝદીપડો છે તે તને ખાઈ જશે ?

દૌલત : ના, હું તો આ ચાલી.

[ આકુળવ્યાકુળ બની ચાલી જાય છે. ]

મેહેર : દોલત તો પાદશાહથી બહુ ડરે; હું તો એવી કંઈ ડરુંબરું નહિ. ઘરની બહાર ભલે એ પાદશાહ રહ્યા ! આંહીં ઘરની અંદર એને કોણ માને છે ?

[ અકબર આવે છે. ]

અકબર : મેહેર, બેટા, તું આંહીં એકલી બેઠી છે ?

મેહેર : ( પાદશાહને નમન કરીને ) જી હા બાબા, અત્યારે તો એકલી છું. દૌલત આંહીં હતી, પણ આપ પધારો છો એવું સાંભળીને પલાયન કરી ગઈ.

અકબર : શા માટે ?

મેહેર : કેમ ખબર પડે ? પાદશાહથી એના શત્રુઓ ભલેને બીતા હોય ! અમે શા માટે ડરીએ ?

અકબર : ( હસીને ) તું મારાથી નથી ડરતી ?

મેહેર : બિલકુલ નહિ; મને તો દેખાય છે કે આપ પણ માણુસ જેવા માણુસ છો, પછી ભલે ને પાદશાહ હો કે તુર્કીના સુલતાન હો ! હું શા માટે ડરતી ભાગું ? હા બેશક, આપની અદબ રાખું ખરી.

અકબર : શા માટે ?

મેહેર : શા માટે કેમ ? અદબ ન રાખું ? એક તો મારા બાબા ઠર્યા, અને વળી મારાથી ઉમ્મરમાં મોટા !

અકબર : સાચી વાત, બેટા. જો તમે પણ અમારાથી ડરતાં ભાગશો તો પછી અમને ચાહશે કોણ ? સલીમ આંહીં આવેલ હતો ને ?

મેહેર : હેં બાબા ! એ સાચી વાત ? રાણા પ્રતાપસિંહની સાથે શું લડાઈ થવાની છે ?

અકબર : કદાચ થાય ! માનસિંહજી ત્યાં જાય છે. એ પાછા આવે ત્યારે નક્કી થાય.

મેહેર : બાબા, સલીમ પણ લડાઈમાં જાશે ?

અકબર : અલબત, એણે લડતાં તો શીખવું જ જોઈએ ને ! કાયમ કાંઇ માનસિંહજી નહિ જીવે.

મેહેર : બાબા, એક અરજ કરું ?

અકબર : શું બેટા ?

મેહેર : પહેલાં કહો, કે મંજૂર રાખશો !

અકબર : એમાં કહેવાની શી જરૂર ? તને મેં કદી નિરાશ કરી છે, બેટા ?

મેહેર : ખરું. તો પછી હું અને દૌલત આ લડાઈ જોવા જઈએ ?

અકબર : અરે ! એ તું શું બોલી ? ઓરતોથી લડાઈમાં જવાય કદી ?

મેહેર : કેમ ? ઓરતો કાંઈ ઇન્સાન નથી ? દિનરાત શું એને બંધબારણે જ પુરાઇ રહેવાનું ? એનેય શું કદી શોખ ન થાય, બાબા ?

અકબર : આ તે કઇ જાતનો શોખ ? એવું તે કદી બની શકે ?

મેહેર : બરાબર બની શકે. બની શકે તેટલું જ નહિ, પણ એમ બનવાનું જ. બાપ જીદ કરી શકે, અને દીકરીથી જીદ ન થાય, કેમ ?

અકબર : મેં ક્યારે જીદ કરી, મેહેર ?

મેહેર : કેમ બાબા, યાદ નથી આવતું ? તે દિવસે ચિતોડ જીતીને પાછા આવ્યા, અને મને કહેવા લાગ્યા કે 'મેહેર, હિન્દુ ધર્મની કિતાબમાંથી કોઇ એવી કથા ગોતી કાઢ, કે જેમાં કોઈ ધર્મવીરે ફરેબથી પોતાના શત્રુનો જાન લીધો હોય.' પછી મેં એકદમ વાલીના ખૂનની વાત કરી, દ્રોણના મોતની વાત કરી, ત્યારે તો માંડ માંડ આપના કલેજામાં દમ આવ્યો !

અકબર : ભલા, એ વાતને અને આ વાતને શી નિસ્બત ?

મેહેર : નિસ્બત ન હોય તો કાંઈ નહિ બાબા, હું તો લડાઈ જોવા જવાની.

અકબર : અરે, એવું તે કાંઈ બને ?

મેહેર : બને કે નહિ. બને તે જોઈ લેજો.

અકબર : ઠીક, ઠીક. અત્યારે તો જા. પછી વિચાર કરીશું. પહેલાં લડાઈ તો થાય !

[ બન્ને જણાં જુદી જુદી દિશામાં ચાલ્યાં જાય છે. ]



# સાતમો પ્રવેશ

સ્થળ : ઉદયસાગર સરોવરને કિનારે.

સમય : મધ્યાહ્ન.

[ એક બાજુ રજપૂત સરદારો : માનો, ગોવિન્દસિંહ, રામસિંહ, રોહીદાસ, અને પ્રધાન ભામાશા; બીજી બાજુ મહારાજા માનસિંહ ઊભેલ છે. ]

માનસિંહ : મારા સત્કારને ખાતર બહુ તકલીફ઼ ઉઠાવી. રાણાજીનો હું હરહમેશનો આભારી બન્યો.

ભામાશા : માનસિંહજી, અમારી અત્યારની આવી દશામાં આપને છાજતી બરદાસ્ત તો ક્યાંથી કરીએ? પણ અમે તો સમજીએ છીએ કે અમ્બરના ધણી અમારી આટલી તૈયારીને પણ ઘણી કરી માનશે ને કશી ઊણપ રહી હોય તો માફ કરશો.

માનસિંહ : ભામાશા! રાણાજીની મહેમાની ચાખવામાં તો આજકાલ તમામ રજપૂતો મોટું માન સમજે છે.

ગોવિંદ : મહારાજા માનસિંહજી! આપ ખરું કહો છો.

માનો : બોલવામાં તો માનસિંહજી રાણાની ખૂબ ભાટાઈ કરે છે, બાકી આચારમાં તો માનસિંહજી રાણાના કટ્ટા શત્રુ મોગલોના જ ચરણ ચાટનારા છે હો!

રોહીદાસ : ચૂપ કર, માના! ખબર નથી પડતી કે માનસિંહજી તો અકબરના સાળાના પુત્ર છે! એની પાસેથી બીજી શી આશા રાખી શકાય?

ભામાશા : માનસિંહજી ચાહે તે હોય, પણ આજ તો આપણા અતિથિ ગણાય. અને મહારાજા! માનો બોલ્યો એથી આપ મનમાં કાંઈ આણશો મા હો!

માનસિંહ : ના, ના, હું કાંઈ મનમાં નથી આણતો. માનાભાઈ સાચી જ વાત કહે છે. પરંતુ એક વાત યાદ રાખજો કે અકબરના સાળાનો દીકરો ઠરવામાં હું પોતે જવાબદાર નથી. એ મારું કરેલું કામ નથી. તેમ છતાં અલબત્ત, અકબરના પક્ષમાં રહીને હું લડું છું એ વાત કબૂલ. પણ ત્યારે અકબરની સામે શસ્ત્રો ધરવાં એ શું રાજદ્રોહ નથી?

ગોવિન્દ : શી રીતે મહારાજ?

માનસિંહ : અકબર આખા ભરતખંડના ચક્રવર્તી રાજા છે.

માનો : કયા અધિકારને હિસાબે?

માનસિંહ : સામર્થ્યને હિસાબે એક નહિ પણ અનેક યુદ્ધમાં નક્કી થઇ ગયું છે કે ભારતનો અધિપતિ કોણ.

રામસિંહ : યુદ્ધ હજી પૂરું નથી થયું, માનભા! સ્વતંત્રતાની લડાઇનો એક વરસે તો શું પણ સો વરસેયે અંત આવે નહિ; સ્વતંત્રતાનાં યુદ્ધનો અધિકાર તો બાપ ઉપરથી બેટા પર ઊતરે; અને એવી રીતે વંશોના વંશો સુધી ઊતરતો ચાલે. એના અંત જ ન હોય.

માનસિંહ: એ બધું વ્યર્થ સમજવું! પ્રચંડ બળ અને

પારાવાર શક્તિવાળા એ અકબરની સામે યુદ્ધ આદરી લોહી રેડવાથી ફળ શું ?

રામસિંહ : ફળાફળ તો હરિને હાથ છે, માનભા ! અમે તો અમને સૂઝે તે પ્રમાણે કામ કર્યે જઈએ. ફળાફળને માટે અમે જવાબદાર નથી.

માનસિંહ : ફળાફળનો વિચાર કર્યા વિના કામ કરવું એ શું બેવકૂફી નથી ?

ગોવિન્દ : બેવકૂફી ? મહારાજા માનસિંહ ! એને જો બેવકૂફી કહેવાતી હોય, તો સંસારની મહત્તા અને મહાન પ્રવૃત્તિઓનો અર્ધો હિસ્સો તો એ બેવકૂફીમાં જ છુપાઇ રહ્યો છે. એ રીતે બેવકૂફ બનીને તો સતી નારી પોતાના પ્રાણ કાઢી આપે, પણ શિયળ ન સોંપે. એ રીતે બેવકૂફ બનીને તો પ્રેમાળ માતા પોતાના સંતાનને ઉગારવા ખાતર સળગતી આગમાં ઝંપલાવે. એ રીતે બેવકૂફ બનીને તો સાચો હિન્દી માથું વાઢી આપે, પણ સ્વધર્મને ન છોડે. આટલું તો જાણી લેજો, માનસિંહજી ! કે રાણા પ્રતાપની ગરીબીમાં એવું એક ગૌરવ રહ્યું છે, એના આત્મભોગની અંદર એવી એક ઉજ્જવળ કીર્તિ ભરી છે, કે જે પાદશાહની ચરણરજથી રજોટાયલા તમારા સોનેરી તાજમાં નથી. ધિક્કાર છે માનભા ! તમે ગમે તે હો પણ આખરે એક હિન્દુ છો. તમારા મોઢામાં આવાં વેણ ! ધિક્કાર છે !

[ એ વખતે અમરસિંહ આવે છે.]

અમર : (માનસિંહ પ્રત્યે) મહારાજા માનસિંહ ! બાપુએ કહેવરાવ્યું છે કે આપે સ્નાન કરી લીધું છે તો આપ ઊઠો; કૃપા કરી ભોજન લ્યો.

માનસિંહ : પ્રતાપસિંહ ક્યાં ?

અમર : એ જરા બિમાર છે, આજ એને જમવું નથી. આપ જમી લ્યો, એટલે એ આપને મળવા આવશે.

માનસિંહ : હા ! હા ! હું સમજ્યો, અમરુ ! જાઓ, બાપુને કહો કે એ બિમારીનું કારણ હું જાણું છું. મારી સાથે જમવાં બેસવા એ તૈયાર નથી એમ કે ? જઈને કહેજો એને, કે આટલો વખત એની આબરૂ રાખવા ખાતર અમે અમારાં ગૌરવ ગુમાવ્યાં છે. અને હું બાદશાહનો સેવક હોવા છતાંયે આટલા દિવસ મેં પોતે એની સામે હથિયાર નથી લીધાં. હવે તો આજથી ખુદ માનસિંહ જ એનો દુશ્મન બન્યો છે. જો એના અહંકારના ચૂરેચૂરા ન કરું, તો મારું નામ માનસિંહ નહિ.

[ એકાએક પ્રતાપ આવે છે. ]

પ્રતાપ : વાહ મહારાજા માનસિંહજી ! ઘણી મજાની વાત ! ભલે એમ જ બનતું. જો પ્રતાપસિંહ ખુદ અકબરનો જ દુશ્મન બનીને ખડો છે, તો પછી માનસિંહની દુશ્મનાવટથી એ શું ડગવાનો હતો ? પરંતુ આજ તો માનસિંહજી મારે આંગણે મહેમાન ઠર્યા. નહિ તો આ જગ્યાએ જ નક્કી કરી બતાવત કે મોટો કોણ ? પાદશાહના સાળાના ચિરંજીવી માનસિંહજી કે ગરીબ ભિખારી રાણો પ્રતાપ ?

હવે તો ઇચ્છા થાય ત્યારે ફરમાવજો: સમરાંગણમાં આવીને પ્રતાપ હાજર રહેશે.

માનસિંહ : બહુ સારું ! એમ જ બનશે ! હવે તો જલદી સમરાંગણ પર ભેટશું.

રોહિદાસ : બની શકે તો આપના ફુઆ અકબરને પણ સાથે તેડતા આવજો !

પ્રતાપ : ચૂપ રહે રોહિદાસ.

[માનસિંહજી રોષ કરીને જાય છે.]

પ્રતાપ : મારા બંધુઓ ! આટલા દિવસ સુધી યુદ્ધની જે જે તૈયારી કીધી હતી, તેનાં પારખાં હવે થવાનાં. આજ સ્વહસ્તે મેં દાવાનળ સળગાવ્યો છે; અને શૂરવીરોનાં લોહી છાંટીને એ દાવાનળ મારે ઠારવો છે. સાંભરે છે કે ભાઈઓ, પેલા ઘોર શપથ—કે યુદ્ધમાં જય મળે કે પરાજય, પણ મોગલોની પાસે માથાં નહિ નમાવવાનાં ? યાદ છે એ પ્રતિજ્ઞા વીરો, કે ચિતોડ ઘેર કરવા ખાતર જરૂર પડશે તો જીવ કાઢી આપીશું ?

બધા : યાદ છે, રાણા.

પ્રતાપ : બહુ સારું, ત્યારે યુદ્ધ ચડવા શસ્ત્રો સજો.

બધા : જય ! રાણા પ્રતાપનો વિજય !

[ જવનિકા પતન ]



# અંક બીજો

## પહેલો પ્રવેશ

સ્થળ : પૃથ્વીરાજનું અંતઃપુર.

સમય : રાત્રિ.

[પલંગ પર પૃથ્વીરાજ પડ્યો છે. સામે એની સ્ત્રી જોશીબાઈ ઊભી છે.]

જોશીબાઇ : પ્રતાપ અને અકબર વચ્ચે તો ધીંગાણું મંડાણું. અહા ! એક બાજુ એક ગરીબડા રાજ્યનો રાજા, અને બીજી બાજુ પૃથ્વી પરનો મોટામાં મોટો પાદશાહ.

પૃથ્વી : વાહ ! કેવો સુંદર દેખાવ ! કેવો ઊંચો ભાવ ! મને લાગે છે એના ઉપર એકાદ કવિતા જોડી કાઢું.

જોશીબાઈ : તમે તો રાજકવિ, એટલે લાગે છે કે પાદશાહને જ વખાણી કાઢશો.

પૃથ્વી : કેમ ન વખાણું ? એક તો એ પાદશાહ અને વળી હું એનો પગાર ખાઉં છું. આ કલિયુગ છે એટલે શું હું ઊઠીને એની નિમકહરામી કરીશ ?

જોશીબાઈ : કલિયુગ તો ખરેખરો ! નહિ તો પ્રતાપનો સગો ભાઇ શક્તસિંહ અને એનો ભત્રીજો મહોબતખાં

આજ કાંઇ મોગલોના પડખામાં રહીને એની સામે તલવાર ખેંચે? કલિયુગ ન હોય તો કાંઇ અમ્બરનો ધણી શૂરો માનસિંહ રજપૂતાનાના બાકી રહેલા એકના એક સ્વતંત્ર રાજ્ય મેવાડને માથે ઘા કરે? કલિયુગ ન હોય તો કાંઇ બિકાનેરના રાજવીનો સગો બાંધવ ક્ષત્રિય પૃથ્વીરાજ મોગલ શહેનશાહની ભાટાઈ કરે? હાય રે! ચંદ કવિ બિચારા બરાબર કહી ગયા છે કે હિન્દુનો ભયંકર વેરી તો હિન્દુ પોતે જ બનશે.

પૃથ્વી : તેં ખરેખરી વાત કહી નાખી, હો જોશી! હિન્દુનો ભયંકરમાં ભયંકર વેરી તો હિંદુ જ! (વિચાર કરે છે.) વાહ! ભયંકર વેરી હિંદુ જ! ઓહો!—હું—ઠીક!

[ એટલું બોલીને એ પલંગમાંથી ઊઠીને માથું ધુણાવવા લાગે છે અને વાંસે હાથ રાખીને ઓરડામાં ટહેલવા માંડે છે. ]

પૃથ્વી : આ બાબત ઉપર એક ભારે સરસ કવિત લખી શકાય—હિન્દુનો ભયંકર વેરી હિંદુ! એને એક ઉપમા પણ આપી શકાય. દાખલા તરીકે—માણસને વેરી તો ઘણા છે; જેવા કે વાઘ, રીંછ, સાપ, બાજ, વગેરે! પણ એમાંયે મુખ્ય વેરી તો મનુષ્ય! કારણ, વાઘ રીંછ તો વગડામાં વસે; સાપ ભોંયમાં રહે; અને બાજ તો આકાશમાં. એટલે એ બધાની દુશ્મનાવટની કાંઇ બહુ બીક નહિ. પરંતુ મનુષ્ય તો પડખોપડખ રહેનારો! એ જો વેરી બને તો મામલો ગંભીર બને અથવા તો બીજી ઉપમા—અજ્ઞાનનો મુખ્ય વેરી અહંકાર જ. અથવા બીજી એક—

જોશી : અરે ઠાકોર! આખો જન્મારો શું એકલી ઉપમા ગોતવામાં જ કાઢી નાખશો?

પૃથ્વી : એ તો ભારે સુંદર ધંધો છે, જોશી! ઉપમાઓ તો જગતનાં કૈં કૈં નિગૂઢ તત્ત્વોની વ્યાખ્યા કરી બતાવે છે. ઉપમાઓ તો બતાવી આપે છે કે સત્ય જગતમાં, સંસારક્ષેત્રમાં અથવા મનોરાજ્યમાં—સર્વત્ર વિકાસ તો એકધારો જ ચાલી રહ્યો છે. જે જુદાં જુદાં જગત વચ્ચેનો સંબંધ બતાવી શકે એ જ સાચો કવિ. અને એ બતાવવાનો ઉપાય એક જ—ઉપમા! કાલિદાસ મોટા કવિ કહેવાયા એ શાથી? ઉપમાથી—उपमा कालिदासस्य! અહો-હોહો! કવિ કાલિદાસ પણ થઇ ગયાને! વંદન!—કોટિ કોટિ વંદન હજો તને, કાલિદાસ!—અરે હાં! જોશી! મારી છેલ્લી કવિતા—પાદશાહની કચેરીના વર્ણનની—તેં સાંભળી કે નહિ? સાંભળ—

જોશી : ઓ ઠાકોર, આવી માલ વિનાની કવિતાઓ લખવી છોડી દો, છોડી દો!

પૃથ્વી : (ચમકીને ઊભો રહે છે. પછી ડોળા ફાડીને) કવિતા લખવી છોડું? એના કરતાં તો તલવાર લઇને મારું માથું કાપી નાખને! હું કવિતા લખવી છોડી દઇશ? તું આ શું બોલી જોશી?

જોશી : તમે એક ક્ષત્રિય ઊઠીને—બિકાનેરપતિ રાજસિંહના સગા ભાઇ ઊઠીને પાદશાહની ખુશામત કરવા બેઠા!

ટાયલી ટાયલી વાતો જોડીને તમે આ દુર્લભ માનવ જન્મારો ગુમાવી બેઠા! શરમ નથી આવતી?

પૃથ્વી : (ટહેલતો ટહેલતો) એ તો કાલિદાસ કવિ પોતે જ કહી ગયા છે ને કે **भिन्नरुचिर्हि लोकः**—અર્થાત્ માણસ માણસની રુચિમાં ફેર હોય છે. અને તે ખરું છે. જેવું કે કોઈને ગાવું ગમે, તો કોઈને સાંભળવું ગમે, તો વળી કોઈને રાંધવું ગમે, કોઈને વળી ખાવું જ ગમે, એવી રીતે પ્રતાપને લડાઈ કરવાનું ગમે; તો મને લખવાનું ગમે છે. પ્રતાપ ચલાવે છે અસિ, તો હું ચલાવી રહ્યો છું મસિ! એમાં તને અઠીક શું લાગ્યું?

જોશી : બહુ રૂપાળો ધંધો! શું ત્યારે આ કર્તવ્યમય સંસારમાં આવીને બે ચાર અસાર વાતો શોધીને બીજી બેચાર માલ વિનાની વાતો સાથે જોડી દેવી અને બસ બેસી ફૂંકી ફૂંકીને જીવતર પૂરું કરી નાંખવું, એમ જ નક્કી કરી બેઠા છો?

પૃથ્વી : ઇચ્છા તો એવી જ છે. જે પંથ ઉપર કાલિદાસ, માઘ અને ભવભૂતિ ચાલ્યા ગયા, તે જ પંથે હું પણ પળ્યો છું. એમાં શરમાવા જેવું શું છે? કવિતા લખવી એ કાંઇ નીચ ધંધો નથી.

જોશી : તમારી સાથે માથાફોડ કરવી નકામી છે.

પૃથ્વી : હં—હવે ઠેકાણે આવી ખરી! તો પછી આવો નકામો વાદવિવાદ છોડીને મારો પિત્તો કંઇક ઠંડો રહે

એવું ભોજન તૈયાર કરોને! પધારો! ખબર કાઢો કે ખાવાને શી વાર છે?

[ જોશી ચાલી જાય છે. પૃથ્વી એકલો ઓરડામાં ટહેલે છે.]

પૃથ્વી : (સ્વગત) પ્રતાપ! મૂરખા! ઘરબાર છોડીને ઠાલે હાથે; એકલે પંડે, તું આ વિશ્વવિજયી પાદશાહની સામે ખડો થવામાં શો સાર કાઢવાનો છે? જે સાધના નિષ્ફળ જ જવાની છે, તે સાધના આદરવી જ શા માટે? આવીને અમારા ટોળામાં ભળી જાને! પેટ ભરીને રોટલો પામીશ, રહેવા રાજમહેલ મળશે, કચેરીમાં માનપાન મળશે. શા માટે હઠીલો થાય છે? અને આવા આદર્શ ખડા કરીને રજપૂતોનાં ઘરમાં ભાયડીભાયડા વચ્ચે ઠાલો કજિયો શા માટે સળગાવે છે?

[ પૃથ્વીસિંહ જાય છે. ]



## બીજો પ્રવેશ

સ્થળ : માનસિંહનો તંબુ :

સમય : મધ્યાહ્ન.

[ સલીમ અને મહોબતખાં સામસામા ઊભા રહી વાતો કરે છે. ]

સલીમ : મહોબતખાં! પ્રતાપસિંહનું લશ્કર કેટલું છે તે જાણો છો?

મહોબત : જાસૂસ અનુમાન કરે છે કે આશરે બાવીશ હજાર હશે. ઉપરાંત ભીલોની ફોજ પણ છે.

સલીમ : માત્ર બાવીશ હજાર! (વસ્ત્રો ઝાપટતો ઝાપટતો)

બીજું તો ગમે તેમ હોય, પરંતુ પ્રતાપની હિંમતને ધન્ય છે. ભારતસમ્રાટની સામે ફક્ત બાવીશ હજારની સેના લઇ જે આદમી ખડો રહે, એને જોવાની તો મને બહુ જ ઈંતેજારી થાય !

મહોબત : મેદાનમાં આપને જરૂર એનાં દર્શન થવાનાં. જંગની અંદર પ્રતાપસિંહ પોતાના લશ્કરની પછવાડે નથી રહેતો, એની જગ્યા તો હરહંમેશ સેનાને મોખરે રહે છે.

સલીમ : મહોબત ! અમે આ યુદ્ધની હારજિત માટે તમારી ચાલાકી ઉપર જ આધાર રાખ્યો છે. (વસ્ત્રો ખંખેરીને) હવે હું જોઇશ, કે તમે તમારા કાકાના ખરા લાયક ભત્રીજા છો કે નહિ !

મહોબત : એક વાતે તો યુદ્ધનું પરિણામ ચોક્કસ છે. મેવાડની સેના કરતાં આપણી સેના ચારગણી છે. ઉપરાંત આપણે તોપો છે, પ્રતાપને તોપો નથી. બાકી તો ખુદ માનસિંહજી જ આજ મોગલ સૈન્યના સેનાધિપતિ છે.

સલીમ : આ માનસિંહની વાતો સાંભળી સાંભળીને હું તો સળગી જાઉં છું. ખુદ પાદશાહ પણ યુદ્ધને વખતે માનસિંહના નામનો જાપ જપે ! કેમ જાણે માનસિંહ એના અલ્લા હોય ! કેમ જાણે માનસિંહ વિના મોગલ સલ્તનતના પાયા જ ન મંડાયા હોત !

મહોબત : ત્યારે શું એ જૂઠું છે શાહજાદા ? બતાવો તો ખરા, બરફથી છવાયેલા સફેદ કોકેસસ પહાડથી માંડીને આરાકાન સુધી, અને હિમાલયથી માંડીને વિન્ધ્યા-

ચળ સુધી, છે એવો એક મુલક કે જે માનસિંહના બાહુ-બળ વિના મોગલોને કબજે થયો હોય? પાદશાહ એ બરાબર સમજે છે અને પાદશાહ પ્રતાપને પણ ઓળખે છે. એટલે જ એણે આ યુદ્ધમાં માનસિંહજીને મોકલ્યા છે.

સલીમ : બહુ સાંભળ્યું, મહોબત! માનસિંહનું નામ બહુ સાંભળી લીધું. સાંભળી સાંભળીને મારા કાન બહેરા બની ગયા. બસ કરો હવે!

મહોબત : શાહજાદા! એ તો કિસ્મતના લેખ!

[એ વખતે હાથમાં એક નકશો લઈને માનસિંહ તંબુમાં આવે છે.]

માનસિંહ : તસલીમ, શાહજાદા! સલામ, મહોબતખાં! મેવાડની સેના મોટે ભાગે કોમલમીરના પશ્ચિમ પહાડોમાં સુરક્ષિત પડી છે. કોમલમીરમાં દાખલ થવાનો માર્ગ બહુ સાંકડો છે. બન્ને બાજુ નાના નાના પહાડ છે; એ પહાડો ઉપર રજપૂત સેના અને તિરંદાજ ભીલોની ફોજ પડેલ છે. જોયો આ નકશો?

મહોબત : (નકશો જોઈને) ત્યારે તો કોમલમીરમાં દાખલ થવું મુશ્કેલ!

માનસિંહ : ફક્ત મુશ્કેલ જ નહિ, પણ અશક્ય! રજપૂતો પર એકદમ હુમલો કરવો એમાં ડહાપણ નથી. આપણે શત્રુઓના જ હુમલાની ચુપચાપ રાહ જોવી રહી.

સલીમ : એ શું માનસિંહ! આપણે આમ ચુપચાપ ક્યાં સુધી બેઠા રહીશું?

માનસિંહ : રહેવાય ત્યાંસુધી ! અનાજપાણીનો બંદોબસ્ત મેં કરી નાખ્યો છે.

સલીમ : એ કદી ન બને. આપણે જ હલ્લો કરીએ.

માનસિંહ : ના શાહજાદા. આપણે દુશ્મનોના હલ્લાની રાહ જોવાની છે. જાઓ મહોબત ! એ ફરમાનનો અમલ કરો, જાઓ.

સલીમ : એ નહિ બને મહોબત ! આવતી કાલે સવારે સેનાને શત્રુની સામે કૂચ કરવા તૈયાર રાખો.

માનસિંહ : શાહજાદા, સેનાપતિ હું છું.

સલીમ : અને હું શું આંહીં તમાશો જોવા આવ્યો છું ?

માનસિંહ : આપ આવ્યા છો તે તો પાદશાહના પ્રતિનિધિ તરીકે.

સલીમ : એનો અર્થ ?

માનસિંહ : એનો અર્થ એ કે આપ ફક્ત પાદશાહના નામસ્વરૂપે, ફરમાનસ્વરૂપે, નિશાનસ્વરૂપે પધાર્યા છો ! આપને બદલે અમે પાદશાહ સલામતની એક મોજડી લાવ્યા હોત, તોપણ એકનું એક જ હતું.

સલીમ : આટલી હદે હિમ્મત ? માનસિંહ !

[સલીમ તલવાર ખેંચે છે.]

માનસિંહ : તલવાર મ્યાન કરો, શાહજાદા ! નકામો ગુસ્સો બતાવવાથી ફળ શું ? આપ જાણો છો કે દ્વંદ્વયુદ્ધમાં આપ મારા બરોબરીઆ ન ગણાઓ. આપ જાણો છો કે ફોજ મારા કબજામાં છે, આપના કબજામાં નહિ.

સલીમ : અને તમે મારા કબજામાં નહિ કે?

માનસિંહ : હું આપના પિતાનો તાબેદાર છું, આપનો નહિ. આ યુદ્ધમાં હું એમની આજ્ઞા લઈને આવ્યો છું. અલબત, આપના કામકાજમાં હું બનતાં સુધી દખલ નહિ કરું. પરંતુ જો વધુ પડતું તોફાન જોઈશ, તો કોઈ દીવાનાની માફક આપને પણ હાથકડી પહેરાવી દઈશ, ખબર છે? એને ખાતર જો ખુલાસો કરવો પડશે તો પાદશાહની સમક્ષ કરીશ. જાઓ મહોબત! હુકમનો અમલ કરો.

[ મહોબતખાં ચુપચાપ કુર્નિશ કરીને જાય છે. ]

માનસિંહ : સલામ, શાહજાદા!

[ માનસિંહ જાય છે. ]

સલીમ : ફિકર નહિ! એક વાર આ લડાઈ ખતમ થઈ જાય, પછી એનું વેર લઈશ! એક ચાકરની હિમ્મત આટલી હદે!

[ સલીમ ઝડપથી તંબુ બહાર ચાલ્યો જાય છે. ]



## ત્રીજો પ્રવેશ

સ્થળ : હલદીઘાટની ખીણમાં સલીમના તંબુ.

સમય : સવાર.

[ સલીમના તંબુમાં દોલત અને મેહેર દાખલ થાય છે. ]

મેહેર : લ્યો, આંહીં તો સલીમ નથી!

દોલત : નથી કે?

મેહેર : બસ ! હું તો હવે આંહીં એની વાટ જોતી જ બેસીશ.

દૌલત : તારો મિજાજ આજ ગયો લાગે છે.

મેહેર : જાય નહિ ! ડાહ્યાં થઈને યુદ્ધ જોવા આવ્યાં ! પણ આંહીં તો યુદ્ધનું ઠેકાણું જ ક્યાં છે ? યુદ્ધને બદલે વધુ તો ખોટેખોટા ધડાકાભડાકા જ સંભળાય છે ! ના, બાપુ ! આપણને એ નથી પાલવતું. મારે તો હવે આંહીં આવી રીતે હાથપગ જોડીને કામધંધા વિના પડયાં નથી રહેવું. હવે તો આંહીં એક પલવાર પણ રોકાવાની મારી મરજી નથી. હું તો આજ ને આજ ચાલી જવાની.

દૌલત : તારી તો બહેન ! મતલબ જ નથી સમજાતી. દોડાદોડ કરતી યુદ્ધ જોવા આવી, અને હવે જ્યારે યુદ્ધ થાઉં થાઉં થાય છે, ત્યાં તો બોલે છે કે, 'ચાલી જવાની.'

મેહેર : ક્યાં છે યુદ્ધ ? આજ પંદર પંદર રોજ થયાં બન્ને લશ્કરો એકબીજાની સિકલ સામે જોતાં જોતાં બસ બેઠાં છે, ને સામસામા ડોળા ઘુરકાવે છે ! લગાર પણ યુદ્ધ થયું છે હજુ ? ના બાપુ ! આપણાથી તો આટલી ધીરજ નથી રહેતી. તું સાંભળ ખોટેખોટા ધડાકાભડાકા ! મારે તો નથી રોકાવું બહેન ! હમણાં જ, આ પળે જ હું તો ચાલી જાઉં છું. આ સલીમ આવે !

[ સલીમ પોતાનાં કપડાં ઝાપટતો ઝાપટતો ઝંખવાણો પડીને તંબુમાં આવે છે. ]

સલીમ : (તાજ્જુબીથી) અરે ! આ શું-? તમે આંહીં ? મારા તંબૂમાં ?

દૌલત : ભાઈ, મેહેર તો ખૂબ ખિજાયેલી છે.

સલીમ : કેમ ?

દૌલત : કહે છે કે આજે જ હું તો ચાલી જવાની.

સલીમ : પણ થયું શું ?

મેહેર : (ઊઠીને) શું થયું ? યુદ્ધ કયાં ? આ બાજુ બાયલા મોગલો, અને સામી બાજુ બાયલા બધા રજપૂતો— બસ, સામસામા ઊભા છે ! વચ્ચે વચ્ચે વળી હાકોટા— પડકારા થાય છે. પણ નથી થતું યુદ્ધ, કે નથી વાગતાં વાજાં ! આનું નામ જ જો યુદ્ધ હોય તો મારે કશી પરવા નથી. ભાઇ, કૃપા કરીને મને માન સહિત ઘેરે પહોંચતી કર જલદી.

સલામ : એમ તે કંઈ થાય-? યુદ્ધ તો જરૂર થવાનું. શું કરું ? એ તો માનસિંહ જેવો ડરપોક સેનાપતિ એટલે હલ્લો કરતાં ડરે છે. હું જો સેનાપતિ હોત—

મેહેર : તું સેનાપતિ નથી ? ત્યારે તું શું લાકડાનું પૂતળું બનીને આંહીં આવ્યો છે ? ના બાપુ ! આ બધું જોઈને મારો મિજાજ તો ફાટી જાય છે. હવે આંહીં નથી રહેવું.

સલીમ : એ તો શી રીતે બને ? એમ એકદમ તને આગ્રા પહોંચાડી દેવી એ શું સહેલી વાત છે ? તારી પણ બહુ મજાની વાત હો !

મેહેર : મજાની હોય કે ન હોય! મને જો કાલ સવારે આગ્રે મોકલવી હોય તો મોકલ—નહિ તો હું જોયા જેવી કરીશ. (જમીન પર જોરથી પગ પછાડે છે.)

સલીમ : શું જોયા જેવી કરીશ?

મેહેર : કાં તો હું મહારાજા માનસિંહને રૂબરૂ જઈને કહેવાની; નહિ તો હું આપઘાત કરીશ. મારે તો બન્ને વાતો સરખી છે. સીધી વાત કરી નાખું છું. (માથું હલાવીને દૃઢતાપૂર્વક) હું હવે આંહીં એક દિવસ પણ નથી રહેવાની.

સલીમ : આવવું હતું ત્યારે તો પાગલ બની હતી! ઓરત જાતનો સ્વભાવ કાંઈ જાય? એ વખતે તો મારા પગ ચાંપવામાં કાંઇ બાકી રાખેલું?

મેહેર : જેટલું બાકી રહ્યું હોય તેટલું લે અત્યારે પૂરું કરું. (સલીમના પગ પકડીને) મારો અપરાધ થયો છે ભાઈ! મારા મનમાં હતું કે હું આંહીં બહાદુરોની સાથે આવી છું. પણ હું જોઉં છું કે બધા ડરપોક ને બાયલા છે! એક ઘેટાની અંદર જેટલી હિમ્મત હોય તેટલીયે તમારામાં નથી. લે બાપુ, તારે પગે પડું છું. મરજી હોય તો કાલ ને કાલ કંઇક ઇસપાર ઉસપાર કરી નાખ; નહિ તો મને ઘેરે મોકલી આપ. મને તો હવે યુદ્ધ ઉપર જ કંટાળો આવી ગયો છે.

સલીમ : ઠીક છે. તું ધીરી થા. મને એક વાર માન-સિંહજી પાસે જઈ આવવા દે. ત્યાર પછી કરવાનું હશે તે કરશું. શાબાશ છે તને! તારાંયે તકદીર ઊંચા કે મારી

નાનેરી બહેન જન્મી ! એટલે જ તારી હઠીલાઈ આટલી હદ સુધી ચાલે છે ! [સલીમ જાય છે.]

દૌલત : તેં તો બરાબરની જીદ લીધી !

મેહેર : લઉં નહિ ? આવી હાલતમાં કોઈ પણ સારા માણસનો મિજાજ ઠેકાણે રહે ખરો કે ?

[ એ વખતે 'સલીમ સલીમ' બૂમ પાડતો શક્તસિંહ તંબૂમાં દાખલ થાય છે, પણ એ રમણીઓને જોઈ 'અરે ?—માફ કરજો' એમ બોલીને ચાલ્યો જાય છે.]

દૌલત : મેહેર આ કોણ ?

મેહેર : મેં સાભળ્યું છે કે આ પ્રતાપસિંહના ભાઈ શક્તસિંહ છે. ખૂબસૂરત ચહેરો ! ખરું ?

દૌલત : હા—ના—એ—

મેહેર : સલીમ કહેતો હતો કે શક્તસિંહ બહુ વિદ્વાન છે—ઉપરાંત ભારે મર્મભાષી છે. આહા ! આવીને એકદમ ચાલ્યા જ ગયા ! જરી બેઠા હોત તો કંઈક ગુફ્તેગો કરત ને ! આ મયદાનેજંગ કહેવાય, આંહીં જરા અદબપડદો કમતી કરીએ તોયે શી હરકત ? સાચું કહું તો બહેન, મુસલમાનોના આ પડદાના રિવાજ ઉપર મને બહુ જ ખીજ આવે છે. આપણી ખૂબસૂરતીનો ખજાનો પાંચ દસ આદમીની નજરે પડવાથી શું કમતી થઈ જવાનો હતો ? ઠીક, ચાલો આપણા તંબૂમાં—ઓહો ! શું વિચારે ચડી !—લે ચાલ ચાલ !

[દૌલતનો હાથ પકડીને મેહેર બહાર જાય છે.]



## ચોથો પ્રવેશ

સ્થળ : સમરક્ષેત્રમાં શક્તસિંહનો તંબૂ
સમય : સાંજ.

[શક્તસિંહ એકલો ઊભો છે.]

શક્ત : આ મેવાડ! આ મારી જન્મભૂમિ મેવાડ! આજે એક પ્રચંડ મોગલ સેના મારી શિખાવટથી આ રત્નોદરી મેવાડ ઉપર પથરાઈ પડી છે. જોતજોતામાં તો આ ભૂમિ એનાં પોતાનાં સંતાનોનાં લોહીથી જ રંગાઈ જવાની. જે શોણિત એણે પોતાનાં બચ્ચાંને દીધાં હતાં તે આજ એને પાછાં મળવાનાં. બસ! બધો હિસાબ પતી જવાનો. અને પ્રતાપ! આપણા બન્નેના હિસાબનો પણ આજ ફેંસલો થવાનો. મેવાડને બાળી ભસ્મ કરીશ, ને પછી એ શ્મશાન ઉપર એક પ્રેતની માફક હું ભટકતો ફરીશ! બસ આટલું જ —એથી વધુ એકકેય મુરાદ નથી. મારે મેવાડનું રાજ્ય નથી જોઈતું. મારા દિલમાં નથી કશું ઝેર, નથી લોભ કે નથી હિંસા. ફક્ત પ્રતાપનું થોડું કરજ બાકી રહી ગયેલું, તેનો આજ ચુકાવો કરવા આવ્યો છું. સાથે સાથે કુદરતી અન્યાય, સામાજિક અવિચાર અને રાજાઓના સ્વેચ્છાચાર—તે તમામ જુલમોનો બનશે તેટલો ઇલાજ કરતો જઇશ. પરંતુ સમાજ તો જબરદસ્ત છે, અને હું તો પામર છું. એકલો શી રીતે બાથ ભરું? માટે જ મોગલોને મદદમાં લાવ્યો છું. કોણ કહી શકે કે હું અધર્મનું કૃત્ય કરી રહ્યો છું? કશોયે અધર્મ નથી. ઊલટું,

એક પ્રચંડ અન્યાયને—એક ઘોર અધર્મને ન્યાયની દિશામાં ઉપાડી જવા આવ્યો છું. ઇન્સાફની શાંતિનો નાશ થયો હતો; આજે હું એ શાંતિને ફરી સાદ કરવા જાઉં છું. મેં લગારે અન્યાય નથી કર્યો.

[ મેહેરઉન્નિસા તંબૂમાં દાખલ થાય છે.]

શક્ત : (ચમકીને) કોણ તમે ?

મેહેર : હું મેહેરઉન્નિસા, અકબર પાદશાહની દીકરી.

શક્ત : ( એકદમ બહાવરો બની ઊભો થઈ) આપ પાદશાહની કુમારી ! મારા તંબૂમાં ક્યાંથી ?

મેહેર : આપ પ્રતાપસિંહના ભાઈ, એના શત્રુના તંબૂમાં ક્યાંથી ?

[શક્તસિંહ આવો અણધાર્યો જવાબ મળતાં જરા અચકાયો.]

શક્ત : (ધીરે ધીરે) હા, હું દુશ્મનના પક્ષમાં ભળ્યો છું—વેર લેવા આવ્યો છું.

મેહેર : ત્યારે તો આપનાં કરતાં મારી મતલબ તો મોટી છે. હું દોસ્તી કરવા આવી છું. (શક્તસિંહને ચકિત થયેલો જોઇને) કાં કેમ તાજ્જુબ બની ગયા ?

શક્ત : હું વિચાર કરું છું.

મેહેર : બહુ સારું ! કરો વિચાર ! લ્યો, હું પણ વિચાર કરું ! (મેહેર બેસે છે.)

શક્ત : (વધુ વિસ્મય પામીને) હું આપને પૂછી શકું, કે આપનું આંહીં પધારવાનું પ્રયોજન શું ?

મેહેર : આપ બેધડક પૂછી શકો છો ! શું કરું ? હું બહુ જ મૂંઝવણમાં પડી ગઇ છું.

શક્ત : મૂંઝવણ ! શાની મૂંઝવણ, શાહજાદી ?

મેહેર : અરે ! ભારે મૂંઝવણ ! આપ તો જાણતા હશો કે સલીમ મારો ભાઇ થાય. હું અને દૌલતઉન્નિસા આંહીં યુદ્ધ જોવા આવ્યાં છીએ એ પણ આપે તો સાંભળ્યું હશે. હવે, આવ્યાં તો યુદ્ધ જોવાં, પણ આંહીં યુદ્ધ જ ક્યાં ? યુદ્ધનું તો નામ-નિશાને ન મળે ! જોઇએ છીએ તો બે મોટી મોટી ફોજો બેઠી બેઠી બસ ખીચડી ચાખ્યા કરે છે ! અમે કાંઇ એવું જોવા આંહીં નહોતાં આવ્યાં ! એટલે હવે બેઠાં બેઠાં શું કરું, કહો તો ભલા ? અત્યાર સુધી તો દૌલતઉન્નિસાની સાથે ખૂબ ગપ્પાં હાંકયાં, ત્યાં તો એ પણ ઘોંટી ગઇ ! મારા બાપ ! એની તે કાંઇ નીંદ ! આવા કોલાહલમાં તે કદી કોઈ સારા માણસને નીંદ આવે ? પછી હું એકલી શું કરું ? મેં જોયું તો આપનેયે એકલા ભાળ્યા. એટલે મનમાં થયું કે લે ને આપની સાથે લગાર ગુફ્તેગો કરું ! સલીમ કનેથી મેં સાંભળેલું કે આપ એક વિદ્વાન આદમી છો.

શક્ત : (સ્વગત) અજબ બાલિકા ! (પ્રગટ) ના, ના, હું તો કશી વિદ્યા ભણ્યો નથી. એ તો ઠીક, પરંતુ મારા તંબૂમાં આપ એકલાં આવેલાં, એ સાંભળીને સલીમ શું ધારશે ? પાદશાહ સલામતને શું લાગશે ?

મેહેર : પાદશાહ સલામત કાંઇ નહિ બોલે—એ ડર ન રાખતા. એમની પાસે તો હું કહું તે જ કાયદો ! અને

સલીમ! સલીમ બિચારો શું કહેવાનો હતો? હું એનો બહેન થાઉં, ને વળી અમારી સરખી ઉંમર; બાકી તો તમે જાણો છો ને? ઓરતની જાત તો છોટી ઉંમરે પણ બહુ સમજદાર બની જાય. એટલે હું જે બોલું તે બધું સલીમ તો બસ સાંભળ્યા જ કરે. પોતે વચમાં બોલે જ નહિ! હા, હા, ઠીક યાદ આવ્યું! ભલા તમે પરણ્યા છો કે નહિ?

શક્ત : ના, હું નથી પરણ્યો.

મેહેર : એ તો અજબ વાત!

શક્ત : એમાં શું અજબ વાત?

મેહેર : ઓહો! આપ હજુ પરણ્યા નથી?—ઠીક, એક રીતે તો એમાં અજાયબીયે શી છે? મારીયે શાદી તો નથી થઈ!—પરંતુ આ તો, આપનાં સ્ત્રી હોત ને સાથે યુદ્ધમાં આવ્યાં હોત તો એની સાથે ખૂબ દોસ્તી બાંધત! પણ આપની શાદી જ નથી થઈ, એટલે શો ઇલાજ!

શક્ત : મારું કમનસીબ!

મેહેર : કમનસીબ કે સારું નસીબ તે તો ખુદાને ખબર. પણ શાદી કરવાનો રિવાજ જૂના જમાનાથી ચાલ્યો આવે છે ખરો ને! એટલે એ અનુસાર કરવું જોઇએ. અચ્છા, કહો તો ખરા, આશકમાશૂકની પ્રથમ પહેલી વાતો કેવી હોય? એ સાંભળવાની મને ખૂબ ઇચ્છા રહે છે. નવલકથાઓમાં મેં વાંચ્યું છે એ જ મિસાલાની જો વાતો થતી હોય, તો તો બહુ હસવા જેવું! ભાઇશ્રી બોલે કે, 'પ્રિયે! પ્રાણેશ્વરી! તારા વિના તો હું બચું જ નહિ!' અને બાઇશ્રી બોલે કે,

'નાથ! પ્રાણેશ્વર! તમને ભાળું નહિ તો હું મરી જ જાઉં!' —આ બધો મામલો બે ત્રણ દિવસની અંદર જ હો! અગાઉ તો એકબીજાને આંખનીયે પિછાન ન હોય—એ ત્રણ દિવસમાં તો મામલો એવો જામે કે પરસ્પરને ન દેખે તો બસ બચે જ નહિ!

શક્ત : મને લાગે છે, કે આપ કદી પ્રેમમાં પડયા જ નહિ હો.

મેહેર : ના રે બાપુ! એવો મોકો જ નથી મળ્યો ને! આજ સુધી કોઈની સાથે હું પ્રેમમાં પડી નથી, અને મારી સાથે કોઇ પ્રેમમાં પડશે એવો ડર પણ નથી.

શક્ત : કેમ ?

મેહેર : મેં સાંભળ્યું છે કે માણસ જેના પ્રેમમાં પડે એનો ચહેરો તો ખૂબસૂરત જ હોવો જોઇએ; નહિ તો ચાલે જ નહિ! મેં જે જે નવલકથા વાંચી, તેમાં બસ નાયક તો દેવકુમાર સરીખો ! અને નાયિકા તો અપ્સરા સરીખી જ! કોઈ કદરૂપી રાજકુમારીની તો વાત જ હજુ સુધી મારા વાંચવામાં નથી આવી! બાકી હા, જોઇ છે ખરી!

શક્ત : ક્યાં જોઈ છે?

મેહેર : અરીસામાં!—મારો ચહેરો એકદમ ખરાબ! હા, મારી આંખો બહુ ખરાબ તો નથી, જોકે કાન સુધી ખેંચાયેલી હોત તો બહુ શોભત. અને મારાં બે નેણ! સાંભળ્યું તો છે કે બન્ને રૂપાળાં છે, પણ અરેરે! બન્ને એક બીજાને અડકી નથી ગયાં. ત્યારપછી મારું નાક! નાકની

દાંઢી જરીક જો ઊંચેરી હોત, તો સુંદર લાગત; પણ મારું નાક તો ચપટું રહી ગયું—ચીની જેવું—અગર જોકે મારા માબાપનાં બન્નેનાં નાક સારાં છે હો! અને મારા ગાલ! ઓહો! એ તો ભંભોટિયા જેવા—જોવા જ ન ગમે. પરંતુ મારી બહેન દૌલતઉન્નિસા ઘણી જ ખૂબસૂરત છે! મારી બદસૂરતીનું એણે તો સાટું જ વાળી નાખ્યું છે.* પરંતુ એમાં એના કરતાં ફાયદો મને વધારે છે. મારે તો રાતદિવસ બસ ખૂબસૂરત ચહેરો જ જોવાની મઝા! પરંતુ દૌલત કાંઇ દિનરાત પોતાના મોં સામે અરીસો માંડીને થોડી બેસી રહેવાની હતી?

[એ વખતે પ્રતાપની પુત્રી ઇરા જોગણને વેશે તંબૂમાં દાખલ થાય છે.]

શક્ત : કોણ છો તું?

ઇરા : હું ઇરા. પ્રતાપસિંહની પુત્રી.

શક્ત : ઇરા—મારા તંબૂમાં? જોગણને વેશે? આ તે શું હું સ્વપ્ન જોઉં છું?

ઇરા : ના. કાકા, સ્વપ્ન નથી. હું સાચેસાચ ઇરા જ છું. તમને હું મળવા આવી છું, કાકા! (મેહેરઉન્નિસા સામે જોઈને) આ કોણ છે?

* અથવા બીજો અર્થ 'હું બદસૂરત છું' એ ભાવને એની ખૂબસૂરતીએ વધુ પોષ્યો છે. એની સુંદરતાની પડખે મારી કદરૂપતા ઊલટી વધુ કદરૂપ બને છે.

શક્ત : આ અકબર બાદશાહનાં બેટી મેહેરઉન્નિસા છે. (સ્વગત) કેવી અજબ વાત કે મારા તંબૂમાં એક જ વખતે મોગલરાજની કન્યા અને રજપૂતરાજની કન્યા, બન્ને એક સાથે વિનાબોલાવ્યાં ઊભાં છે !

મેહેર : (ઇરાની પાસે આવી એના ખભા ઉપર હાથ મૂકી) તમે પ્રતાપસિંહનાં કુંવરી ?

ઇરા : હા, શાહજાદી.

મેહેર : હું શાહજાદી બાહજાદી નથી હો ! હું તો ફક્ત મેહેર નામની છોડી છું. શહેનશાહ અકબરની હું દીકરી ખરી; પણ એવી તો શહેનશાહને ઘણીયે દીકરીઓ છે. એમાં એકાદ ઓછી હોય તોયે શું, વધારે હોય તોયે શું ? મારા બાપુની સાથે યુદ્ધ જોવા જવા મેં કેટલીયે વાર જીદ કરી હતી, પણ બાપુ કેમેય લઇ ન જાય. એટલે આ વખતે તો માથાની થઇને મારા ભાઇ સલીમની સાથે આવી પહોંચી છું. મારી એક ફુઇની દીકરી બહેન પણ આવી છે. એનું નામ દૌલતઉન્નિસા.

ઇરા : એ ક્યાં ?

મેહેર : એ તો પડી પડી ઘોરે છે. એની તે કાંઇ નીંદ ! મેં એને ચૂંટિયા ભર્યાં તોયે એની ઊંઘ ઊડે નહિ. અને વળી આ યુદ્ધના શોરબકોર ! એમાં તે માણસને નીંદ આવતી હશે ? તમે જ કહો તો ?

ઇરા : કાકા, મારે તમને કંઇક કહેવું છે.

મેહેર : તે કહોને ! હું અહીં ઊભી છું, એટલે કાંઇ

દિલમાં ચોરી રાખશો મા, હો ઇરા ! તમારી મરજી એવી હોય કે તમારા કાકાને તમે જે કહો તે બહાર ન પડવું જોઇએ, તો હું કહું છું કે હું જે સાંભળીશ તે કોઇને કહેવાની નથી. માથું કાપી લે તો પણ નહિ. અરે, બનશે તો ઊલટી હું એ વાતોમાં શામિલ થઇશ; નહિ તો ઊભી ઊભી સાંભળ્યા કરીશ. તમારું નામ ઇરા, ખરું ને! વાહ, મજાનું નામ હો ! અને ચહેરાની સૂરત પણ કેવી સુંદર ! કાં, વાત કેમ નથી કરતાં ? ચૂપ બનીને કાં ઊભાં રહ્યાં ? ઠીક, તમે વાતો કરો, ત્યાં હું જઇને દોલતને તેડી લાવું. તમને જોઇને એ પણ બહુ જ ખુશ થવાની. (એકદમ ચાલી જાય છે.)

શક્ત : આ તો કોઇ અજબ બાલિકા !—તું એકલી આવી છે, બહેન ?

ઇરા : હા.

શક્ત : તું એકલી આંહીં સહીસલામત શી રીતે પહોંચી ?

ઇરા : સહીસલામત આવવા માટે તો આ જોગણનો વેશ પહેર્યો છે ને !

શક્ત : પ્રતાપસિંહને પૂછીને આવી છે ?

ઇરા : ના કાકા, મેં એને જણાવા પણ નથી દીધું.

શક્ત : બાપુ કુશળ છે ને ?

ઇરા : હા, શરીરે તો કુશળ !

શક્ત : બાપુ શું કરે છે ?

ઇરા : બાપુ તો રણઘેલા બન્યા છે. કોઈ વાર લશ્કરને કવાયત કરાવે છે, કોઇ વાર મસલતો કરે છે, અને કોઇ વાર સામંતોને શૂરાતન ચડાવે છે.

શક્ત : અને ભાભી ?

ઇરા : એ તો સ્વસ્થ છે, પરંતુ છેલ્લા ત્રણ દિવસ થયાં રાત્રએ સૂતાં નથી, બાપુના ઓશીકા આગળ બેઠાં બેઠાં ચોકી જ કરે છે. બાપુને તો ઊંઘમાંયે યુદ્ધનાં સ્વપ્નાં આવે છે. કોઈ વાર ચીસ પાડી ઊઠે છે કે, 'તૂટી પડો;' કોઈ વાર વળી ઠપકો આપે છે, કોઇ વાર વળી બોલે છે કે, 'ફિકર નહિ,' કોઈ વાર ઊંડો નિસાસો નાખીને બોલે છે કે, 'અરેરે શક્તા ! આખરે સાચેસાચ તું તારી જન્મભૂમિનું સત્યાનાશ કરનારો ઠર્યો !'

[બન્ને જણાં ઘણી વાર સુધી ચુપચાપ રહ્યાં.]

ઇરા : (માથું નીચે ઢાળીને) કાકા !

શક્ત : બેટા !

ઇરા : એવું તે શું કારણ બન્યું કે આજ તમે, બાપુના સગાભાઈ ઊઠીને બાપુની જ સામે મોગલોની પડખે જઇ ઊભા રહ્યા ? એવું તે શું બન્યું કે આજ તમે હિંદી ઊઠીને હિંદના શત્રુ થયા ?

શક્ત : એનું કારણ તો ઇરા, એ કે તારા બાપુએ મને વિના—અપરાધે દેશવટો દીધો છે.

ઇરા : એ બ્રહ્મહત્યાની વાત મેં સાંભળી છે. જે દેશનું નિકંદન કાઢવા તમે હથિયાર ઉઠાવ્યા છે, તે જ દેશને ઉગા-

રવા ખાતર તો એ બિચારાએ પોતાના પ્રાણ કાઢી દીધા ! કાકા, એક વાર તમારી આપવીતી યાદ તો કરો ! સલુંબરાપતિએ દયા કરીને તમને મોતના મોઢામાંથી બચાવી લીધા ત્યાર પછી મારા બાપુએ—તમારા જ માડી જાયાએ પ્રીતને વશ બની સલુંબરાપતિની પાસેથી તમને લઈ આવીને પોતાને ઘેર પાળ્યાપોષ્યા. આજ શું એ જ સલુંબરાપતિની સામે, એ જ સગા માડીજાયાની સામે તમે આ અસ્ત્ર ઉઠાવ્યાં છે ? જેણે તમને બચાવેલા, એનો જ જીવ લેવા તમે આજ તૈયાર છો ને ?

શક્ત : એ બધી સાચી વાત, ઇરા ! પણ એક વાત કહેવાનું તો તું ભૂલી ગઈ, કે મેં હથિયાર તો ઉઠાવ્યાં છે એ ભાઈની સામે, કે જે ભાઇએ મને દેશવટો દીધો છે.

ઇરા : એ વાત સાચી કાકા. પરંતુ પોતાનો ભાઈ જો કદી આવેશમાં ને આવેશમાં કંઇક ભૂલ કરી નાખે તો પછી 'ક્ષમા' નામની કશી વસ્તુ શું આ સંસારમાં નથી ? 'ક્ષમા' શું ફક્ત શબ્દકોશમાં ને વાર્તાઓમાં જ રહી જાય છે ? નજર તો કરો આ લીલુડી ધરતી ઉપર ! જે મનુષ્યો એને પગ નીચે છૂંદે છે અને હળથી ચીરે છે, એ જ મનુષ્યોને બદલામાં એ કેવું મીઠું અનાજ આપે છે ! નજર કરો આ ઝાડ તરફ ! પશુ પંખી એને કરડી કરડીને ખાઈ જાય છતાં એ તો એ ખાનારાંને માટે જ ફરી નવાં પાંદડાં વિસ્તારે. ફળફળતી વરાળ સમુદ્રમાંથી ઊંચે ચડે, મેઘાડમ્બર માંડે, કોપ કરીને આકાશમાં ત્રાડો બોલાવે; પરંતુ

પળવારમાં તો એ શીતળ બનીને મીઠા આશીર્વાદ સમી જળધારા એના એ સમુદ્રમાં વરસાવે. ત્યારે શું માનવીઓના સંસારમાં જ બધે હિંસા, દ્વેષ અને વિવાદ ભરેલાં છે, કાકા?

શક્ત : ઇરા, સંસારમાં ક્ષમા છે અને વેર પણ છે. એ એમાંથી મેં વેર જ સ્વીકારી લીધું છે.

ઈરા : શાનું વેર કાકા! દેશવટાની સજાનું? બાપુએ તમને દેશવટો દીધો તે વિનાદોષે! એમાંથી કોણે તે દિવસે દ્વંદ્વયુદ્ધ સંભારી આપ્યું, જેને ખાતર એ બ્રહ્મહત્યા થઈ? તેમ છતાં માનો કે બાપુએ તમને વિનાવાંકે દેશવટો દીધો, પણ તે પહેલાં તો તમને નિરાશ્રિત દેખીને પ્રેમથી પાછા લાવી પુત્ર માફક પાળનાર પણ તે જ હતા કે નહિ?

શક્ત : પરંતુ એથીયે પહેલાં મને અન્યાયથી રઝળતો મૂકેલો, તરછોડેલો, મારીને હાંકી કાઢેલો હતો.

ઈરા : એ અન્યાય મારા બાપુએ નહોતો કર્યો. ઉદે-સિંહ બાપુના અપરાધની જવાબદારી મારા બાપુની ન ગણાય. બાપુએ તો એક વખત તમને આશરો આપ્યો, પછી કદાચ એ આશરો ઝૂંટવી લીધો, એ વેરની વાત શાની? ઉપકાર શું આમ ભૂલી જવાની વસ્તુ? અને એક અપકાર જ શું યાદ રાખવો ઘટે?

શક્ત : (સ્તબ્ધ બનીને શું જવાબ વાળવો તે વિચારે છે. સ્વગત) આ શું? શું હું ભ્રાંતિમાં પડ્યો છું? નહિ તો આ પામર બાલિકાના પ્રશ્નોનો જવાબ મને કાં ન સૂઝે?

( થોડીવાર ચૂપ રહીને ) બેટા, આનો તને જવાબ દેવો તે હમણાં તો મને સૂઝતું નથી ! હું વિચારી જોઇશ.

ઇરા : કાકા ! આ તો કાંઇ એવી કઠિન સમસ્યા નથી, તેમ તમે પણ કાંઈ એવા અબૂધ નથી, કે આવી સહેલી વાત સમજવામાં પણ આટલી મૂંઝવણ થાય ! તમે વેરની વાત કરો છો ? બહુ સારું. જો બાપુએ અપરાધ કર્યો હોય, તો એનું વેર એકલા બાપુ ઉપર વાળવાનું હોય, સ્વદેશ ઉપર નહિ. સ્વદેશ : જન્મભૂમિ—એ તો સદાય નિર્દોષ છે. એના ઉપર આટલું ઝેર શા માટે ? જે દેશની રક્ષા કરવા ખાતર બાપુ પ્રાણ કાઢી દેવા તૈયાર છે એ જ દેશનું નિકંદન કાઢવા તમે તો આંહીં મોગલોને તેડી લાવ્યા છો !

શક્ત : ઇરા ! બચપણથી જ જન્મભૂમિનો ખોળો મારે છોડવો પડ્યો છે.

ઇરા : છતાંયે એ તો જન્મભૂમિ.

શક્ત : નામની જન્મભૂમિ. મારા પર એનો કશો અહેશાન નથી.

ઇરા : અહેશાન ભલે ન હોય, છતાં વિનાઅપરાધે એને મોગલોના પગ નીચે ચગદાવવી એ શું અન્યાય નથી ? અત્યાચાર નથી ? જો બાપુએ તમને અન્યાય આપ્યો હોય, તો એના જવાબદાર એકલા બાપુ છે, મેવાડ નહિ.

શક્ત : (લગાર વિચાર કરીને) બહેન ! તારી વાત મને વાજબી લાગે છે. હું વિચારી જોઈશ. જો મને મારો દોષ માલૂમ પડશે તો હું એનો બને તેટલો ઇલાજ કરીશ.

વચન આપું છું. પરંતુ—આટલે સુધી આગળ વધી ગયા પછી હવે પાછા વળવાનો પંથ મળશે?

ઇરા : કાકા! હું તો યુદ્ધની જ વિરુદ્ધ છું. યુદ્ધ ન જગાવવા હું તો બાપુને રોજ આજીજી કર્યા કરું છું. પણ એ તો સાંભળતા જ નથી. એટલે પછી યુદ્ધ જ્યારે થતું જ હોય, ત્યારે તો મારી સહાનુભૂતિ બાપુના પક્ષમાં જ જાય; પણ તે એટલા ખાતર નહિ કે એ મારા બાપુ છે અને મોગલો એના શત્રુ છે. મારી સહાનુભૂતિ બાપુ તરફ તો એટલા જ માટે, કે મોગલો હુમલો લઈ આવ્યા છે અને બાપુ તો બિચારા બચાવ જ કરે છે; મોગલો પ્રબળ છે અને બાપુ તો દુર્બળ છે.

શક્ત : ઇરા, તું બરાબર કહે છે; મારી જ ભૂલ થઇ છે. હું પ્રતિજ્ઞા કરું છું, કે આનું બને તેટલું નિવારણ કરીશ.

ઇરા : ઇશ્વર પાસે પ્રાર્થના કરું છું કે તમારી એ મહેનત ફળે. કાકા, ત્યારે હવે પ્રણામ કરું છું.

શક્ત : ચાલ, હું તને થોડે દૂર પહોંચાડી જાઉં.

ઇરા : ના કાકા, હું જોગણ છું; મને કોઈ નહિ અટકાવે. ત્યારે હવે રજા લઉં છું, કાકા.

શક્ત : આવજે બેટા!

[ ઇરા ચાલી જાય છે. ]

શક્ત : (એકલો) મારી વિદ્વતા અને બુદ્ધિનો હું ગર્વ કરી રહ્યો છું. પરંતુ આ એક બાલિકાની પાસે તો હું હારી ગયો! ત્યારે શું ખરેખર મેં એક દારુણ અન્યાય

આદરી દીધો છે ? અને આમાં અપરાધ શું મારો જ થયો છે ? વિચારું તો ખરો !

[ શક્તસિંહ વિચારમાં મગ્ન બને છે, એ વખતે દૌલતઉન્નિસાને સાથે લઈને મેહેરઉન્નિસા દાખલ થાય છે. ]

મેહેર : ઇરા ક્યાં !

શક્ત : એ તો ચાલી ગઇ.

મેહેર : ચાલ્યાં ગયાં ! વાહ ! આ તો બહુ ગેરવાજબી કહેવાય. આપ તો જાણતા હતા મહેરબાન ! કે ઇરાની સાથે ઓળખાણ કરાવવા ખાતર તો હું દૌલતને તેડવા ગઈ હતી અને આપે તો બસ, એને જવા દીધાં ! આ તે કઇ જાતની સજ્જનતા !

શક્ત : માફ કરો, શાહજાદી ! મને એ વાત યાદ જ ન રહી. આ કોણ આપની બહેન ?

મેહેર : હા, એ મારી બહેન દૌલતઉન્નિસા. કેવો સુંદર એનો ચહેરો ! જોયો ?— દૌલત !! લગાર બુરખો તો ખોલ બહેન !

દૌલત : બસ ! (એટલું બોલીને બુરખો વધુ ઢાંકી દે છે)

મેહેર : અરે ખોલને ! તારું મોં કાંઈ મીઠું ગુલાબ-જાંબુ નથી કે જે જોશે તે તોડીને ટપ દઈ ગલોફામાં મૂકી દેશે ! હવે ખોલને બાપુ ! ખોલ, પછી ઘેર જઇને જોજે, અને એમ લાગે કે એમાંથી કોઈ થોડું બટકું ભરી ગયું છે, તો ખુશીથી મને કહેવું હોય તે કહેજે. ખોલને અલી !

(જબરદસ્તીથી બુરખો ઊંચો કરીને) હાં! હવે બરાબર નિહાળીને જોઇ લો—જોયું કે? પદ્મિણી ખરી કે નહિ?

શક્ત: ખરી પદ્મિણી! આટલું રૂપ મેં ક્યાંય નથી જોયું. ક્યા શબ્દોમાં આ રૂપનું વર્ણન કરું? નથી આવડતું.

મેહેર: લ્યોને, હું જ કરી બતાવું—નિસ્તબ્ધ રાત્રિની અંદર જાણે ઇસરાજના પ્રથમ ઝંકાર જેવું, નિર્જન અરણ્યની અંદર અધખીલી ગુલાબની કળી સરીખડું, વસંતારંભે મલય વાયુની પહેલી લહરી સમું—કેમ, બરાબર કે નહિ?

દોલત: હટ!

મેહેર: પ્રથમ યૌવનમાં પ્રથમ પ્રેમના મધુર સ્વપ્ન સરીખું—

[દૌલત મેહેરના મોં પર પોતાનો હાથ ચાંપે છે.]

મેહેર: મોં શા માટે ચાંપે છે, અલી? છોડ તો! ગૂંગળાઈ જવાય છે. (શક્તસિંહને) કહો તો ભલા, મેં તો કેટલીયે વાર્તાઓની અંદર કેટલાયે રૂપનાં વર્ણન વાંચ્યાં છે, પણ હું એક એવી રીતે વર્ણન કરી બતાવું કે જે હાફેજ-થી માંડીને ફૈઝી સુધી કોઇ પણ શાયર નથી કરી શક્યો.

શક્ત: એ શી રીતે?

મેહેર: સાંભળો. જો આ ચહેરાને વધુ ખૂબસૂરત બનાવવા માટે વિધાતા બેઠો હોત, ને કાંઇ પણ ફેરફાર કરત, તો બસ—

દોલત: જા. હટ!

મેહેર : આ તો બધી પ્યારની જ નિશાનીઓ નજરે પડે છે. એકીટશે જોયા કરવું, સામસામી આંખો મળે ત્યાં તો નીચે જોઇ જવું, કાનનાં મૂળ સુધી ચહેરાનું લાલચોળ બની જવું, અને એ બધા ઉપરાંત, જેની વાતોના અંગારા સહેવાતા ન હોય તેને 'ચાલ, ખસ, હટ,' કહેવું—કિતાબોમાં પ્યારની જે નિશાનીઓ વર્ણવી છે તેની સાથે આ બધી બરાબર મળી જાય છે હો! પણ અલ્લા આ તેં શું કર્યું ? એ તે કાંઇ બને ? એ તો રહ્યા રજપૂત અને આપણે રહ્યા મોગલ!—પરંતુ, હા, શા માટે ન બને ? બાપુ પોતે મોગલ છે, અને અમ્મા રજપૂતાણી છે; એના પણ વિવાહ થયા છે.

દૌલત : જા, હટ! (એમ કહી નાસી છૂટે છે, શક્ત-સિંહ જરાક એની પાછળ પગલાં માંડે છે.)

મેહેર : બ—અ—સ! આપની પણ એ જ હાલત કે ? નહિ તો એ પોતાના તંબૂમાં જતી હોય, એમાં આપ શા માટે એને રોકવા દોડો! પણ સાંભળો મહેરબાન! કિતાબો તો ઘણી વાંચી, પરંતુ આવી રીતે યુદ્ધક્ષેત્રમાં આવીને પ્રેમમાં પડવાની વાત તો ક્યાંયે વાંચવામાં નથી આવી! સમાલજો, સાવધાન રહેજો, જો ક્યાંઇક એવું કૃત્ય કરી બેસતા નહિ હો! (હસતી હસતી ચાલી જાય છે.)

શક્ત : અજબ આ બન્ને છોડીઓ! એક જોઇએ તો અલૌકિક સુંદરી, બીજી જોઇએ તો અદ્દ્ભુત જ્ઞાનવતી. રૂપની

પૂતળી આ દૌલતઉન્નિસાને તો જાણે ઘડીક ઊભી રાખીને જોવાનું મન થાય; અને મેહેરઉન્નિસાયે જોવા જેવી તો ખરી! કેવી ચકોર, રસિક અને ખુશમિજાજ! બન્ને છોકરીઓ અતિ અદ્દભુત!



## પાંચમો પ્રવેશ

સ્થળ : હલદીઘાટ; પ્રતાપનો તંબૂ

સમય : મધરાત.

[શિબિરની બહાર પ્રતાપસિંહ એકલો અદબ ભીડીને ઊભો ઊભો નજર કરે છે.]

પ્રતાપ : (શુષ્ક અવાજે) માનસિંહ અમારા હુમલાની વાટ જોઇ રહ્યા છે. હું પણ હલ્લાની વાટ જોઈ રહ્યો છું. હું હલ્લો નથી કરવાનો. હું તો આ કોમલમીરના માર્ગનું— આ ખીણનું રક્ષણ કર્યા કરીશ. હું હલ્લો કરત, પણ શું કરું? સામી બાજુએ એંશી હજાર કવાયતબાજ મોગલો છે, અને મારી પાસે માત્ર બાવીસ હજાર બિનકવાયતબાજ રજપૂતો છે. ઉપરાંત મોગલ–સેનાની પાસે તોપો છે, મારી પાસે એકેય તોપ ન મળે. હાય રે! આ વખતે બસ ફક્ત પચાસ જ તોપો મળી જાત, તો એ દેનારને મારો ડાબો હાથ કાપી દેવા પણ હું તૈયાર હતો—વધુ નહિ, બસ પચાસ જ તોપો!

[ એટલું બોલીને તીરવેગે ટહેલવા લાગે છે. ગોવિંદસિંહ આવે છે. ]

ગોવિંદસિંહ : રાણાજીનો જય હો !

પ્રતાપ : કોણ ? ગોવિંદસિંહ ?

ગોવિંદ : હા.

પ્રતાપ : આ વખતે કેમ ?

ગોવિંદ : જરૂરી ખબર દેવા માટે.

પ્રતાપ : શા ખબર ?

ગોવિંદ : મોગલ સેનાધિપતિ માનસિંહે પોતાનો ઇરાદો બદલાવ્યો છે.

પ્રતાપ : એટલે ?

ગોવિંદ : શક્તસિંહે કોમલમીરનો સહેલો રસ્તો માનસિંહને બતાવી દીધો છે. એટલે માનસિંહે પોતાની સેનાના એક ભાગને કોમલમીર તરફ કૂચ કરવા હુકમ કર્યો છે.

પ્રતાપ : શક્તસિંહે બતાવ્યો ?

ગોવિંદ : હા રાણા. લશ્કરની કૂચ બાબતમાં માનસિંહને અને સલીમને બોલાચાલી થયેલ. સલીમે રજપૂત–સૈન્ય ઉપર હલ્લો કરવાનો હુકમ દીધો. માનસિંહ એ હુકમની સામે થયા. પછી શક્તસિંહે આવીને કોમલમીરનો સુગમ રસ્તો બતાવી આપ્યો. માનસિંહે આવતી કાલે એ જ માર્ગે પોતાના સૈન્યને કોમલમીર તરફ કૂચ કરાવવા નક્કી કર્યું છે.

[પ્રતાપ ઊંડો નિઃશ્વાસ નાખે છે.]

પ્રતાપ : ગોવિંદસિંહ ! હવે વિલંબ ન કરાય. સામંતોને હુકમ કરો કે કાલે શત્રુઓની છાવણી ઉપર છાપો

મારે. હવે આપણાથી હુમલાની રાહ ન જોવાય. આપણે જ હુમલો કરશું. જાઓ. [ગોવિંદસિંહ જાય છે.]

પ્રતાપ : (ટહેલતો ટહેલતો) શક્તસિંહ ! શક્તસિંહ ! હા ! ખરે એ શક્તસિંહનાં જ કામ ! જોશીની વાણી બરાબર યાદ છે કે શક્તસિંહ જ મેવાડના સત્યાનાશનું મૂળ બનશે ! હવે તો લાગે છે કે આશા નથી. એ જોશીની વાણી જ સાચી પડવાની. ભલે ! ભલે, ચિતોડનો ઉદ્ધાર નહિ કરી શકું, પણ એને માટે મરી તો શકીશ ને ?

[પાછળથી લક્ષ્મી આવે છે.]

લક્ષ્મી : પ્રાણેશ્વર, હજુયે જાગો છો ?

પ્રતાપ : કેટલી રાત થઈ છે, લક્ષ્મી ?

લક્ષ્મી : બીજો પહોર વીતી ગયો છે. હજુયે તમે સૂતા નથી ?

પ્રતાપ : આંખોમાં ઊંઘ આવતી નથી, લક્ષ્મી !

લક્ષ્મી : ચિંતાને લીધે જ ઊંઘ નથી આવતી. મનમાંથી ચિંતા અળગી કરી નાખો જોઉં ! અને યુદ્ધની ચિંતા ? યુદ્ધ તો ક્ષત્રિયોનો ધંધો કહેવાય ! અને હારજિત ? એ તો લલાટના લેખ ! જેમ માંડ્યું હશે તેમ થશે. બાકી જીવનમરણ ? એ પણ ક્ષત્રિયોને માટે તો બચ્ચાંની રમત જેવાં ! તો પછી ઉચાટ શાના વળી ?

પ્રતાપ : લક્ષ્મી ! કાલે સવારે મોગલોની છાવણી ઉપર છાપો મારવાનો મેં હુકમ કર્યો છે. એ ચિંતાને

લીધે જ માથું તપી આવ્યું છે. આખા શરીરનું લોહી માથામાં ચડયું છે. ઊંઘી શકાતું નથી.

લક્ષ્મી : ન ઉંઘાય કેમ ( મહેનત કરો, ઇચ્છાશક્તિને અજમાવી ચિંતાને દાબી દો. વળી કાલે તો યુદ્ધ થવાનું ! એમાં તમારે કેટલી બધી ચિંતા કરવી પડશે ! કેટલો પરિશ્રમ પડશે ! ને કેટલી બધી ધીરજ ધરવી પડશે ! આજ રાત્રિભર ઊંઘ લો તો ! જોજો પછી, પ્રભાતે નવું જીવન, નવું તેજ અને નવો જ ઉત્સાહ મળશે.

પ્રતાપ : ઊંઘવા મન છે; પણ ઉંઘાતું નથી. હું જાણું છું લક્ષ્મી, કે ગાઢ નિદ્રામાંથી નવું જીવન મળે, નવું તેજ મળે, નવો ઉત્સાહ મળે; પરંતુ હાય ! મને કોણ સુવાડી આપે ?

લક્ષ્મી : હું સુવાડી આપીશ ! ચાલો અંદર.

[ બન્ને તંબૂની અંદર જાય છે ]



## છઠ્ઠો પ્રવેશ

સ્થળ : સ્ત્રીઓના તંબૂની બહાર

સમય : મધરાત

[ મેહેરઉન્નિસા શાંત રાત્રિમાં તંબૂની બહાર ટહેલતી ટહેલતી મૃદુ કંઠે ગાન ગાય છે. ]

[ રાગ : પાણીડાં હેલે ચડયાં હેલે ચડયાં ]

હું તો બાંધું બાંધું ને તૂટી જાય રે
પાળ મારા અંતર કેરી ! અંતર કેરી !

હું તો દાણું દાણું ને છૂટી જાય રે
પ્રાણ એવા જાગ્યા વેરી ! જાગ્યા વેરી !

રોકું, રોક્યું નવ રહે, ના પાડું, ન મનાય;
મનડું માઝા નવ સહે, એને ચરણ જડાય.

હરિ! ઠારો હૈયામાં ઊઠી લાય રે
કાં તો ડસી નાગણ ઝેરી! નાગણ ઝેરી!–હું તો૦

[ એટલામાં દૌલતઉન્નિસા દાખલ થાય છે. ]

દૌલત : મેહેર, આટલી મોડી રાતે તું જાગે છે?

મેહેર : અને તું તો કેમ જાણે સૂઈ ગઇ હોઇશ!

દૌલત : મને તો નીંદ આવતી નથી.

મેહેર : મારી પણ એ જ હાલત છે. મનેય નીંદ નથી આવતી.

દૌલત : કેમ ? તને નીંદ કેમ ન આવે ?

મેહેર : વાહ ! હું પણ તને એ જ સવાલ કરવાની હતી. આપણી બન્નેની વચ્ચે કેવો મેળ મળવા લાગ્યો છે! તને નીંદ કેમ નથી આવતી દૌલત ?

દૌલત : તું શું આમ આડી જ વાતો કર્યા કરીશ કે?

મેહેર : એનો જવાબ મારી પાસે ન મળે. સાચી વાત કહું તો આ વખતે હું તો તારી પાસે હારી ગઈ—પૂરેપૂરી હારી ગઈ! બસ હવે સાંભળ. રાત્રિનો પહોર જામ્યો છે—તારે અને મારે બેઉને માટે. બેઉ બેઠાં બેઠાં જાગીએ છીએ—તું અને હું બન્ને : એનું કારણ પણ એકનું એક—નીંદ

નથી આવતી ! નીંદ ન આવે તેનું પણ એક જ કારણ. એ કારણ કહેવાય જ નહિ—ન તારાથી કે ન મારાથી.

દોલત : શું કારણ ?

મેહેર : કહ્યું નહિ કે એ ન કહેવાય !

દોલત : કહે ને બાપુ, શું કારણ ?

મેહેર : તું તો બહુ ખરાબ, બાપુ ! હરએક વાતમાં હઠીલાઈ ! હું બધો ભેદ જાણી ગઈ છું કે નહિ તેની પરીક્ષા કરતી હોઇશ, ખરું ને ? હું તો બધુંય જાણી ગઇ છું—બરાબર સમજી ગઇ છું હો !

દોલત : શું ?

મેહેર : ઓહ ! મોગલ-સેના તો પડી પડી ઘોરે છે !

દોલત : બોલને !

મેહેર : છેક આંહીં સુધી એનાં નસકોરાં સંભળાય છે !

દોલત : આહા ! બોલને હવે !

મેહેર : આઘે આઘે રજપૂત-સેનાની મસાલો બળે છે, દેખી ?

દોલત : નહિ બોલ ? નહિ બોલ ?

મેહેર : કદાચ ચોકી કરતા હશે.

દોલત : ઠીક ત્યારે હટ, મારે સાંભળવું જ નથી.

મેહેર : આહાહા ! એમ હોય ! સાંભળ.

દોલત : ના, ખબરદાર, બોલીશ ના !

મેહેર : હું તો બોલવાની.

દોલત : તો હું સાંભળીશ નહિ.

મેહેર : તારે સાંભળવું જ પડશે.

[ દોલત મોં ફેરવે છે. મેહેર એનું મોં પોતાની સામે ફેરવવા મહેનત કરે છે, પણ વ્યર્થ. ]

મેહેર : તારે સાંભળવું નથી ને ? ભલે, સાંભળીશ નહિ ત્યારે ! આહ ! (બગાસું ખાઈને) તો મને નીંદ આવે છે. ચાલ સૂઈ જાઉં.

દોલત : જઇશ તે ક્યાં ? લે બોલ !

મેહેર : હમણાં તો કહેતી હતી કે નથી સાંભળવું !

દોલત : ના, ના, બોલ, હું તો પારખું કરતી હતી.

મેહેર : હું પણ પારખું કરતી હતી.

દોલત : શું ?

મેહેર : કે હું જે ધારતી હતી તે સાચું કે નહિ ! હવે જોઈ લીધું કે એ સાચું છે. વાર્તાઓમાં જે જે લખ્યું હોય છે તે બરાબર મળી જાય છે. એક તો રાત્રિએ નીંદ ન આવે, બીજું છાનામાના વિચાર ચાલે કે એ મને મળશે નહિ, ત્રીજું એથીયે વધુ ફિકર તો એ થાય કે કોઇ આપણી વાત જાણી તો નથી લેતું ને—જેવી રીતે કોઈ લપસીને પડી જાય, ત્યારે પહેલી ચિંતા એ કરે કે કોઇ દેખી તો નથી ગયું ને ! બાપુ, એમાં મારી આગળ તે શું છુપાવતી હોઈશ ? હું કાંઇ તારા વહાલા શક્તસિંહને ઝૂંટવી તો નથી જંવાની !

[ દોલત મેહેરનું મોં ચાંપી દે છે. ]

મેહેર : (દૌલતનો હાથ છોડાવીને) બોલ, તારી બિમારી મેં બરાબર પકડી પાડી કે નહિ ? નીચું કાં જોઈ જા !

દૌલત : જા હટ !

મેહેર : બહુ સારું. આ ચાલી. (જવા માંડે છે.)

દૌલત : જાય છે તે ક્યાં ? સાંભળ.

મેહેર : શું ? બોલવું હોય તે બોલી નાખ ને ! વળી ચૂપ બની ગઈ ! બોલ, બરાબર પકડી પાડી છે કે નહિ !

દૌલત : હા બહેન ! પણ બહેન, આમાં કાંઈ આશા જેવું નહિ ?

મેહેર : આશા ? શાની આશા ? બોલને ? મોંમાંથી કાંઈ બોલીશ કે નહિ ? ખેર ! ન બોલ તો કાંઈ નહિ, પણ એમાં નિરાશા શાની ? મોગલોની સાથે રજપૂતની શાદી એ કાંઈ નવીન નથી.

દૌલત : પણ એ કબૂલ ન કરે ને !

મેહેર : કેમ જાણ્યું કે કબૂલ ન કરે ?

દૌલત : એ તો ગર્વિષ્ઠ ક્ષત્રિય રાણા ઉદયસિંહના પુત્ર રહ્યા !

મેહેર : અને તું પણ ગર્વિષ્ઠ મોગલ-શહેનશાહ હુમાયુનની ભાણેજ રહી ! તું કાંઇ ઓછી ઊતરે તેવી નથી.

દૌલત : રે ! જો બની શકે તેવું હોય તો—તો—

મેહેર : એમાં તો—તો શું ? એક વાર અજમાયશ કરીને જોઇ લેવું ! બહુ સારું, લે, એ બોજો હું મારે શિરે લઉં છું—જોકે કોઇ બીજાએ એ પોતાને શિરે લીધું હોત તો બહેતર થાત.

દોલત : કેમ ભલા ?

મેહેર : કાંઈ નહિ ! ચૂલામાં ગઇ એ વાત ! ઠીક છે; જોઉં તો ખરી; હું શાદી-દલાલનું કામ કરી શકું છું કે નહિ ?

દોલત : તને લાગે છે કે એ બનશે ?

મેહેર : લાગે છે ? લાગવુંબાગવું મારી પાસે વળી કેવું ? હું તો જાણું છું કે બનવાનું જ. જે કામમાં મેહેર હાથ લગાડે, એ કામ પાર ઉતાર્યા સિવાય મેહેર પાછી ફરે નહિ. એમાં જીવ જાય તો પણ કુરબાન. અને સાચી વાત કહું ? આ મામલામાં મને પણ જરા લહેર પડવા લાગી છે.

દોલત : શી રીતે ?

મેહેર : તારો અને શક્તસિંહનો પ્રથમ મેળાપ કરાવનારી હું જ હતી. હવે એ મિલનને આખર સુધી ન પહોંચાડું ત્યાંસુધી તો મારાથી ઝંપીને શે બેસાય ? આખું માળખું ખડું કરી દીધું; હવે તો ગારો લઈને બાંધકામ ન કરું તો આટલી મહેનત નકામી જાય ને ! મેં તો કહી દીધું છે કે મેહેર જે કામ કરવા બેસે, એ અધૂરું મૂકીને ન જ ઊઠે—પાર ઉતાર્યે જ ઝંપે. ચાલો, હવે જરા સૂઈએ. રાત પણ ખલાસ થવા આવી.

દોલત : ચાલો બહેન ! તને હવે વધુ શું કહું ?

મેહેર : કાંઈ કહેવું નહિ પડે. જા, હું આવું છું.

[ દોલત જાય છે. ]

મેહેર : ઓ પ્રભુ! મને બચાવી લેજો! દૌલત બિચારી નથી જાણુતી કે એ જેને ચાહી રહી છે તેને હું પણ ચાહું છું! જાળવજો ઓ ઇશ્વર! કે દૌલતને આ વાતની જરાયે ખબર ન પડે. એ વાત તો હે નાથ! ફક્ત હું અને તમે બે જ જાણીએ! મારી એટલી જ પ્રાર્થના છે પ્રભુ! કે દૌલતની મુરાદ હું પૂરી કરી શકું; એમ થશે એટલે મારી મનોવાંચ્છના પણ પૂરી થશે. મારે પોતાને માટે બીજી કશીયે માગણી હું નથી કરતી નાથ! ફક્ત એટલું જ માગું છું, કે મારા મનના બળવાન વિકારને હું દબાવી શકું એટલી શક્તિ દેજો પ્રભુ! મારા કોમળ હૃદયને કઠણ કરજો! મારી પ્રબળ પ્રેમવાસનાને પારકાની શુભેચ્છારૂપે પલટી નાખજો!



## સાતમો પ્રવેશ

સ્થળ : હલદીઘાટનું રણમેદાન

સમય : પ્રભાત

[ પ્રતાપસિંહ અને રજપૂત સરદારો ]

પ્રતાપ : ભાઇઓ! આજે યુદ્ધ મંડાશે. આજ દિવસ સુધી જે તાલીમ મેં તમને આપી છે, તેની આજ પરીક્ષા થવાની. મારા બાંધવો! હું જાણું છું કે મોગલ–સેનાને મુકાબલે આપણી સેના તો મુઠ્ઠીભર જ ગણાય. પરંતુ ક્ષત્રિયોનું સૈન્ય થોડું હોય તેથીયે શું? એની ભુજામાં

તો શક્તિ ભરી છે ને! રે આજ એક વાત ઉચ્ચારતાં ઉચ્ચારતાં મને શરમ આવે છે, મારો કંઠ રૂંધાય છે, મારી આંખોમાં પાણી ઊભરે છે. આજ આ યુદ્ધમાં શત્રુની બાજુએ મારો જ એક સ્વદેશી રાજા, મારો જ એક ભાઈ અને મારો એક ભત્રીજો જઈને ઊભા છે. છતાં મારો તંબૂ કાંઈ ઉજ્જડ નથી. સલુંબરાનો સ્વામી, ઝાલાઓનો ધણી, ને ચંદ અને પુતનાં સંતાનો આજ મારી પડખે ખડાં છે. ઉપરાંત આપણી પડખે તો ઇન્સાફ, ધર્મ અને ક્ષત્રિયજાતિના ખુદ કુળદેવતાઓ ખડા છે. સામંતો! યુદ્ધમાં હારીએ કે જીતીએ, એ તો વિધાતાને હાથ છે. આપણે તો બસ યુદ્ધ જ કરી બતાવશું, એવું યુદ્ધ કરશું કે જે સેંકડો વર્ષો સુધી શત્રુઓનાં હૈયામાં કોતરાઇ રહેશે; એવું યુદ્ધ કરશું કે જે મોગલોનાં સિંહાસનને ખળભળાવી મૂકશે! યાદ રાખજો, બંધુઓ, કે આપણી સામે કોઈ મામૂલી રાજા નથી, પણ ખુદ શહેનશાહ અકબર છે—જેનો પુત્ર અને જેના સેનાપતિ માનસિંહ પોતે આવા સમરાંગણ-માં હાજર થયા છે. જો યુદ્ધ કરીએ તો આવા શત્રુઓને શોભે એવું જ યુદ્ધ આજ થવું જોઇએ.

બધા : જય! રાણા પ્રતાપસિંહનો જય!

પ્રતાપ : ભાઈ રામસિંહ! જયસિંહ! ભૂલશો મા કે તમે તો એ બેદનોરના ધણી જયમલના પુત્રો છો—કે જે જયમલ ચિતોડગઢની રક્ષા કરતો કરતો અકબરની બંદૂકની છૂપી ગોળીએ હણાયો હતો. સંગ્રામસિંહ! સંભારજે ભાઈ!

કે સિસોદિયા વીર પુત્તના વંશમાં તારો જન્મ થયો છે. જે વીરે ફક્ત સોળ વરસની ઉમરે તો પોતાની જનેતાને તેમ જ ઠકરાણીને સાથે લઈને આ ચિતોડને ઉગારવા યુદ્ધ ખેડયું હતું. જોજે હો! આજ એની આબરૂ ન જાય! સલુંબરા સ્વામી ગોવિંદસિંહ! ચન્દાવત રોહીદાસ! ઝાલાના ધણી, ભાઈ માના! સ્વતંત્રતાને ખાતર તમારા એકએકના પૂર્વજોએ પ્રાણ કાઢી આપેલા છે. ભૂલજો મા, કે આજે પણ એ જ સ્વતંત્રાનો સંગ્રામ મંડાયો છે. એ તમામની કીર્તિ યાદ કરીને જ આજે આ યુદ્ધની જવાળાઓમાં ઝંપલાવજો. શૂરવીરો! સહુ પોતપોતાનાં માવતર સામું જોજો. (જાય છે.)

સામંતો : જય! રાણા પ્રતાપનો જય! (જાય છે.)

[ થોડે દૂર રણશીંગા અને નગારાં વાગે છે. દૃશ્ય બદલાય છે. ]

[સ્થળ : હલદીઘાટનું મેદાન. સમય : પ્રભાત. સલીમ અને મહોબત.]

મહોબત : શાહજાદા! પ્રતાપસિંહને ઓળખ્યા?

સલીમ : ના.

મહોબત : જુઓને એ ભગવી ધજા નીચે એ તેજસ્વી આસમાની ઘોડા ઉપર બેઠેલો આદમી : ઊંચું મસ્તક : વિશાળ છાતી : અને હાથમાં ઉઘાડી તલવાર : પ્રભાતના સૂર્યકિરણને કાપીને કેમ જાણે સો સો ટુકડા કરી નાખતી હોય એવી એ તલવાર! અને બાજુમાં ભાલો લટકી રહ્યો છે!—એ જ પ્રતાપ.

સલીમ : અને પેલો કોણ, પ્રતાપસિંહની જમણી બાજુએ?

મહોબત : ઝાલાપતિ માનો.

સલીમ : ડાબી બાજુ ?

મહોબત : સલુંબરાપતિ ગોવિંદસિંહ.

સલીમ : ઓહો ! એ તમામના ચહેરા પર કેટલો વિશ્વાસ છવાયો છે ! એમના મરોડમાં કેટલી દૃઢતા છે ! એ બધા આપણા પર હુમલો કરવા ધસ્યા આવે છે. ધિક્કાર છે મોગલસેનાને ! હજુયે બધા પથ્થરોની માફક ઊભા છે. અરે, હલ્લો કરો !

મહોબત : માનસિંહનો હુકમ છે કે સામા હુમલાની વાટ જોવી.

સલીમ : બેવકૂફી ! હું કહું છું કે હલ્લો કરો !

મહોબત : શાહજાદા, માનસિંહનો હુકમ નથી.

સલીમ : માનસિંહનો હુકમ ! માનસિંહનો હુકમ મને ન હોય ! બોલાવ મારા પાંચ હજાર અંગરક્ષકોને. હું હુમલો કરીશ.

મહોબત : કુમાર, સળગતા અગ્નિકુંડમાં ન ઝંપલાવો તો સારું.

સલીમ : મહોબત ! તું પણ નથી માનતો ? જાય છે કે નહિ ?

મહોબત : જેવો હુકમ. (જાય છે.)

સલીમ : માનસિંહની સત્તા આ તમામ સેનાપતિઓની ઉપર કેટલી બધી જામી પડી છે ! અને મારું તો એક મામૂલી અમલદાર જેટલું પણ ન ઊપજે ! મારો હુકમ કોઇ

ન માને! ગર્વિષ્ઠ માનસિંહ! તારી વાત બહુ વધી છે. પણ ફિકર નહિ. એક વાર આ યુદ્ધ ખતમ થઇ જવા દે.

[જાય છે.]

[ દૃશ્યનો પલટો ]

સ્થળ : હલદીઘાટનું સમરાંગણ

સમય : સાંજ

[શસ્ત્રધારી પ્રતાપ અને સામંતો—ઘોડા પર બેઠેલા.]

પ્રતાપ : ક્યાં છે? માનસિંહ ક્યાં છે?

માનો : માનસિંહ એના તંબૂમાં બેઠો છે. બાપુ! આપનું છત્ર મને આપો.

પ્રતાપ : શા માટે માના ?

માનો : શત્રુઓ આપને ઓળખી પાડે છે.

પ્રતાપ : એમાં શો વાંધો?

માનો : આપને ઓળખીને આપની તરફ જ સૈન્યો ધસ્યાં આવે છે.

પ્રતાપ : આવવા દો! સંતાઇને લડવું પ્રતાપસિંહને ન હોય. ભલે સલીમ જાણે, માનસિંહ જાણે, મહોબત પણ જાણે, કે હું પોતે જ પ્રતાપસિંહ છું!

માનો : રાણા—

પ્રતાપ : ચૂપ કર માના. પેલો સલીમ કે?

રોહીદાસ : હા રાણા.

[ખુલ્લી તલવાર લઈ સલીમ દાખલ થાય છે.]

સલીમ : તું પ્રતાપસિંહ કે ?

પ્રતાપ : હું પોતે જ પ્રતાપસિંહ.

સલીમ ; હું સલીમ. આવ, ચલાવ તલવાર.

પ્રતાપ : વાહ ! સલીમ, તું સાચો મરદ. ચલાવ તલવાર.

[ બન્ને યુદ્ધ કરે છે. સલીમ પાછો હટવા લાગે છે. પાછળથી મહોબતખાં પોતાની ટુકડી લઈને આવે છે. પ્રતાપ પર તૂટી પડે છે. સલીમ યુદ્ધમાંથી છટકે છે. ]

પ્રતાપ : કોણ, કુલાંગાર મહોબત ? (એટલું બોલીને પોતાની આંખો ઢાંકી દે છે.)

મહોબત : હા, પ્રતાપ.

[મહોબત પ્રતાપ પર પોતાની ટુકડી સાથે તૂટી પડે છે. તે જ વખતે બીજું એક સૈન્ય આવીને પાછળથી પ્રતાપ પર ધસે છે. પ્રતાપ બહુ ઘાયલ થાય છે. એ વખતે ઝાલાપતિ માનો પ્રતાપની રક્ષા કરતો કરતો ઘાયલ થઈને ભોંય પર પડે છે.]

માનો : રાણા, મને જીવલેણ જખમ થયો.

પ્રતાપ : કોણ, મારો માનો પડ્યો ?

માનો : હું મરીશ તેની ચિંતા નહિ. પણ તમે પાછા ફરો રાણા ! દુશ્મનો ટોળે વળીને આંહીં દોડ્યા આવે છે. બીજો ઉપાય નથી.

પ્રતાપ : તું એકલો જ શું મરી જાણે છે, માના ? અને મને મરતાં નથી આવડતું ? આવવા દે દુશ્મનોને.

[ મહોબત સાથે લડતાં લડતાં અચાનક પ્રતાપનો પગ લપસે છે. એક મુડદા ઉપર એ પડી જાય છે. મહોબત પ્રતાપસિંહનું માથું ઉડાવવા જાય છે, ત્યાં તો ગોવિંદસિંહ આવે છે. ]

માનો : ગોવિંદસિંહ ! રાણાની રક્ષા કરો !

[ ગોવિંદસિંહ મહોબત ઉપર ધસે છે. લડતી લડતી બન્ને ટુકડીઓ આઘે ચાલી જાય છે. ]

માનો : રાણા ! હવે આશા નથી રહી. આપણું લશ્કર જેર થઈ ગયું. તમે પાછા જાઓ !

પ્રતાપ : ના, એ ન બને. દેહમાં પ્રાણ રહેશે ત્યાં સુધી તો નહિ ભાગું. (ઊઠીને) લાવ તલવાર.

માનો : હવે તો ભાગો ! દુશ્મનોનો જબરદસ્ત હલ્લો ચાલ્યો આવે છે.

પ્રતાપ : આવવા દે ! કયાં છે તારી તલવાર ? રે કોઈ તલવાર આપો ! (જમીન પર પડેલી એક તલવાર લઇને) કયાં છે મારો અશ્વ ? (જાય છે.)

માનો : હાય રે રાણા ! કોની તાકાત છે કે મોગલ ફોજના મહાપૂરને અટકાવી શકે ? રાણાનું હવે આવી બન્યું. માતા ભવાની ! શું આમ જ ધાર્યું હતું ?



## આઠમો પ્રવેશ

સ્થળ : શક્તસિંહનો તંબૂ.

સમય : સાંજ

[શક્તસિંહ એકલો બેઠો છે.]

શક્તસિંહ : ભયાનક યુદ્ધ મંડાયું છે! તોપોની ઘોર ગર્જના! ગાંડાતૂર સૈનિકોની કારમી કિકિયારી! ઘોડાના હણહણાટ! હાથીની ચીસો! ડંકાના ગડગડાટ! અને તરફડતા, મરતા સિપાઈઓનાં કરુણાજનક કલ્પાંતો! આહા! યુદ્ધ વધ્યું, જામ્યું. એક બાજુ અસંખ્ય મોગલ સૈનિકો, અને બીજી બાજુ ફક્ત બાવીશ હજાર રજપૂતો! એક બાજુ તોપો; અને બીજી બાજુ ફક્ત ભાલાં ને તલવારો! પ્રતાપસિંહ કેવો શૂરવીર! રંગ છે પ્રતાપ! આજ હું મારી સગી નજરે તારી બહાદુરી નિહાળી રહ્યો છું. વાહ રે મારો ભાઈ! સાચો ભાઈ! આજ હેતનાં આંસુથી મારી આંખો છલકાય છે. આજ તો મનમાં એવું થાય છે કે ભક્તિભર્યો ને ગર્વભર્યો હું તારા ચરણોમાં આળોટી પડું! પ્રતાપ! પ્રતાપ! આજ એકેએક મોગલ સેનાપતિને મોંએ તારા શૌર્યની કથા સાંભળી મારી છાતી ગજ ગજ ઊછળી પડે છે. એમ થાય છે કે અહો! એ પરાક્રમ કરનારો પ્રતાપ એક ક્ષત્રિય છે, મારો ભાઈ છે! આજ આ સુંદર મેવાડને મોગલોને હાથે લોહીમાં તરબોળ બનેલી જોઉં છું, અને મારા કપાળ પર ધિક્કાર તૂટી પડે છે. જૂની પિછાનવાળી

આ જન્મભૂમિ ઉપર મોગલ-સેનાને ઉપાડી લાવનારો હું જ છું.

[મહોબતખાં આવે છે.]

શક્ત : કાં મહોબત ! રણસંગ્રામના શા સમાચાર છે ?

મહોબત : બહુ સારો સવાલ કર્યો, શક્તસિંહ ! આ જંગને વખતે જ્યારે એકેએક સૈનિક મેદાનમાં ખડો થયો છે, ત્યારે બસ તું એકલો જ મજાથી પોતાના તંબૂમાં પડયો છે ! આનું નામ જ ક્ષત્રિયપણું કે ?

શક્ત : મહોબત ! મારી ફરજ માટે હું તારી પાસે ખુલાસા કરવા નથી બંધાયો. હું સ્વેચ્છાથી યુદ્ધમાં આવ્યો છું—કોઈનો ચાકર બનીને નહિ.

મહોબત : ચાકર નહિ ! ત્યારે શું આટલા દિવસ સુધી મોગલ-દરબારમાં એક ખુશામતિયે બનીને બેઠો હતો કે ?

શક્ત : મહોબતખાં ! જરા સંભાળીને બોલાય તો સારું.

મહોબત : શા માટે ?

શક્ત : જુઓ, મારી માનસિક અવસ્થા અત્યારે બરાબર શાંત નથી. નહિ તો યુદ્ધને વખતે શક્તસિંહ તંબૂમાં બેઠો ન રહે.

મહોબત : એ શેખીની હવે જરૂર નથી, તારું શૌર્ય તો સમજાઈ ગયું.

શક્ત : હું શૂરવીર છું કે નહિ, એનું પારખું જોવું છે ?

[તલવાર ખેંચે છે.]

મહોબત : તૈયાર જ છું. (તલવાર ખેંચે છે. નેપથ્યમાં અવાજ સંભળાય છે.) પ્રતાપસિંહની પાછળ પડો. પકડો! પકડો! એનું માથું વાઢી લાવો!

શક્ત : આ શું? આ સલીમનો અવાજ તો નહિ? શું પ્રતાપસિંહ ભાગ્યા? એનો વધ કરવા મોગલો શું એની પાછળ છૂટ્યા? મહોબત, હું હમણાં આવું છું હો! મારો ઘોડો! રે કોઈ મારો ઘોડો લાવો!

[દોડતો દોડતો જાય છે.]

મહોબત : અજબ વાત છે આ શક્તસિંહની! નક્કી એ પ્રતાપસિંહનું લોહી લેવા જ ઊપડ્યો! વિધાતાની ગતિ કેવી છે! પ્રતાપસિંહને ઝટકો મારીને જમીનદોસ્ત કરનાર એનો પોતાનો જ સગો ભત્રીજો! અને એનો પ્રાણ લેવા છૂટનારો પણ એનો જ સગો ભાઈ! કેવી વિચિત્ર ગતિ! (જાય છે.)



## નવમો પ્રવેશ

સ્થળ : હલદીઘાટ; એક ઝરણાને કિનારે.

સમય : સાંજ.

[ મરેલા ઘોડા ઉપર માથું ટેકવીને પ્રતાપ ભોંયે પડ્યો છે. ]

પ્રતાપ : ખલ્લાસ! આ ત્રણ દિવસની અંદર તમામ ખલ્લાસ! મારા પંદર હજાર યોદ્ધાઓ આજ રણમાં સૂતા, મારો વહાલો ચેતક ખપી ગયો, અને હું આજે આ

ઝરણાના કિનારે લોહીલોહાણ, અશક્ત બનીને પડ્યો છું. મને આંહીં કોણ લઈ આવ્યું ? મારો જૂનો સાથી, મારો વિશ્વાસુ આ ચેતક મને લઇ આવ્યો ? મને આફતમાં જોઇને એ નાસી છૂટયો; મેં લગામ ખેંચ્યા કરી, ના પાડી, હું રોકવા મથ્યો, પણ મારું કાંઇયે માન્યા વિના એ ચાલ્યો આવ્યો—પોતાના પ્રાણ બચાવવા નહિ, પણ મને ઉગારવા માટે. પોતે તો પોતાના પ્રાણ કાઢી આપ્યા. અરે! પછવાડે એ કોનો પરિચિત અવાજ આવે છે કે, 'ઓ આસમાની ઘોડાના ઘોડેસવાર, ઊભો રહે!' એને લાગે છે કે હું હજુયે ભાગ્યો જાઉં છું. ચેતક! સ્વામીભક્ત ચેતક! શા માટે તું નાસી આવ્યો બાપ? રણસંગ્રામમાં આપણે બેય જણ ભેળા ન મરત? બેટા ચેતક! આજ તો શત્રુઓ હસે છે, કે પ્રતાપસિંહ તો યુદ્ધમાંથી નાઠો! ચેતક! મરતાં પહેલાં, જીવતરમાં એક જ વાર તું શા માટે મારી આજ્ઞામાં ન રહ્યો? અત્યારે હું લાજી મરું છું ભાઇ! મારું માથું ફરે છે.

[ શસ્ત્રધારી ખોરાસાની અને મુલતાની દાખલ થાય છે. ]

ખોરાસાની : આ રહ્યા પ્રતાપ.

મુલતાની : મરી ગયો છે.

પ્રતાપ : (ઊઠીને) ના, હજુ નથી મર્યો. હજુ તો યુદ્ધ પૂરું નથી થયું. ખેંચો તલવાર.

મુલતાની : અલબત.

ખોરાસાની : યુદ્ધ કરો.

[પ્રતાપસિંહ એ બન્નેની સાથે યુદ્ધ કરવા લાગે છે. નેપથ્યમાં અવાજ સંભળાય છે કે, 'ઓ આસમાની ઘોડાના ઘોડેસવાર, ઊભો રહે.']

પ્રતાપ : રે ! શું હજુ વધુ માણસો ચાલ્યા આવે છે ? ત્યારે તો હવે આશા નથી.

મુલતાની : બસ, હવે શરણે થા, તલવાર છોડી દે.

પ્રતાપ : તાકાત હોય તો ઝૂંટવી લ્યો.

[ ફરી યુદ્ધ થાય છે. પ્રતાપ મૂર્ચ્છા પામીને પડે છે. શક્તસિંહ દાખલ થાય છે.]

શક્ત : બસ, સબૂર કરો.

ખોરાસાની : આ વળી બીજો કાફર આવ્યો.

મુલતાની : મારો એને.

શક્ત : મરો ત્યારે.

[ બન્ને જણા ઉપર તૂટી પડીને બન્નેને જમીનદોસ્ત કરે છે.]

શક્ત : હવે બીક નથી. હવે પ્રતાપસિંહ સહીસલામત છે. ભાઇ ! મોટાભાઈ ! (સ્પર્શે છે.) આહા ! બેશુદ્ધ પડ્યા છે !

[ઝરણામાંથી પાણી લાવીને પ્રતાપના માથા પર છાંટે છે.]

શક્ત : ભાઇ ? મોટાભાઇ !

પ્રતાપ : કોણ ? શક્તો ?

શક્ત : હજુ તો મેવાડનો સૂર્ય નથી આથમ્યો, હો ભાઈ !

પ્રતાપ : શક્તા ! ત્યારે શું હું તારે જ હાથે કેદી બન્યો ? તું મને બેડીઓ પહેરાવીને શું મોગલોના દર-

બારમાં લઇ જઇશ ? એના કરતાં તો ખુશીથી મારું માથું વાઢીને લઇ જજે. તારા ધણી અકબરને ભેટ ધરજે. મારી આજીજી તો એટલી જ કે મને જીવતો બાંધીને લઈ જઇશ મા. મારી મરજી હતી કે રણસંગ્રામમાં લડતો લડતો પ્રાણ છોડું. પરંતુ બરાબર વખતે જ આ ચેતક હાથમાં ન રહ્યો. લગામ ખેંચતાંયે ન રોકાયો, નાસી છૂટયો શક્તા ! હું એને કેમેય કરીને પાછો વાળી ન શકયો હો ! યુદ્ધમાં મરવાની કીર્તિ તો મને ન મળી, પણ હવે મને કેદી બનાવીને વધુ બદનામ કરીશ મા ! મને ખુશીથી હણી નાખ. શક્તા ! ભાઈ ! ના, ભૂલ્યો. ‘ ભાઇ ’ કહીને મારે તારી દયા નથી જગાડવી. આજ તું વિજયી છે, હું હારેલો છું. ભાગ્યચક્રમાં તું ઉપર આવ્યો છે, હું નીચે આવ્યો છું. તું ઊભો છે, ને હું તારા ચરણતળે પડયા છું. હવે મારે બીજું નથી જોઈતું. જો કોઇ દિવસ તારા ઉપર મેં કશોયે ઉપકાર કર્યો હોય, તો બદલામાં મારી છેલ્લી વારની આટલી જ આજીજી કબૂલ કરજે. મને બાંધીને લઈ જઈશ ના, પણ મને મારી નાખજે. લે, આ પહોળી છાતી ઉપર તલવારનો ઘા કર !

શક્ત : ( તલવાર ફેંકી દઇને ) એ પહોળી છાતી પર તો હવે મને જ આસન આપો, મોટાભાઈ !

પ્રતાપ : ત્યારે શું આ બે મોગલોના હાથમાંથી તેં જ મને બચાવ્યો, શક્તા ?

શક્ત : વીરોના આદર્શ, સ્વદેશના રક્ષક અને રજપૂત જાતિના ગૌરવ પ્રતાપને હું ઘાતકોને હાથે મરવા દઉં ? તમે

કેટલા મહાન છો, એ આટલા દિવસ મારાથી ન સમજાયું. એક દિવસ માનતો હતો કે હું તમારાથી શ્રેષ્ઠ છું. એટલા માટે તો પારખું કરવા તે દિવસે દ્વંદ્વયુદ્ધ આદરેલું. યાદ આવે છે ભાઈ? પરંતુ આજે આ યુદ્ધે બતાવી દીધું કે તમે મહાન છો અને હું પામર છું; તમે વીર છો અને હું ભીરુ છું. વેર લેવા જતાં મેં આજ જન્મભૂમિનું સત્યાનાશ વાળ્યું. છતાં તમારી રક્ષા કરી શક્યો છું, એટલે હજુયે મેવાડની આશા જીવતી રહી છે. રાજપૂત કુળના દીપક! વીર કેસરી! પુરુષોત્તમ! મને ક્ષમા કરો.

[ બન્ને ભાઈઓ ભેટે છે. ]

[ અંક પડે છે ]



# અંક ત્રીજો

## પહેલો પ્રવેશ

સ્થળ : સલીમનો ઓરડો.

સમય : સવાર.

[ શસ્ત્રધારી સલીમ ખિજાયેલો બેઠો છે. સામે શક્તસિંહ ઊભો છે. સલીમની પાસે અમ્બરપતિ, મારવાડપતિ, ચાંદેરીપતિ, અને પૃથ્વીરાજ, શક્તસિંહની સામે જોતા, ચિત્રો જેવા ઊભા છે. ]

સલીમ : શક્તસિંહ. સાચું બોલો ! પ્રતાપસિંહ સહી-સલામત બચી નીકળ્યો, તેને માટે જવાબદાર કોણ ?

શક્ત : જવાબદાર કોણ ? સલીમ ! તમે એ શબ્દ બરાબર જ વાપર્યો; પ્રતાપસિંહ રણક્ષેત્રમાંથી પોતાની ઇચ્છાએ નાસી નથી નીકળ્યા. એ બદનામીને માટે એ પોતે તો જવાબદાર નથી.

અમ્બરપતિ : ચોખ્ખો જ જવાબ આપોને, કે એને નસાડવામાં કોણ જવાબદાર છે ?

શક્ત : જવાબદાર એનો ઘોડો ચેતક.

[પૃથ્વીરાજ ખોંખારો ખાય છે.]

સલીમ : તમે એને નસાડવામાં કશી મદદ કરેલી નથી કે ?

શક્ત : પ્રતાપસિંહને નસાડવામાં તો મેં મદદ નથી કરી.

બિકાનેરપતિ : શક્તસિંહ ! અત્યારે તમને આંહીં ઠઠ્ઠા-મશ્કરી કરવા નથી બોલાવવામાં આવ્યા. આ ન્યાયકચેરી છે.

શક્ત : એમ છે કે મહારાજ ? ઓ....હો, મેં તો જાણ્યું કે આ લગ્નમંડપ છે, હું વરરાજા છું, સલીમ વરલાડી છે, અને આપ સર્વે મારી સાળીઓ ભેળાં મળ્યાં છો.

સલીમ : શક્તસિંહ ! સીધો ઉત્તર આપો.

શક્ત : યુવરાજ ! સવાલો પૂછવા હોય તો તમે એકલા પૂછો; સીધો જવાબ મળશે. બાકી આ પારકી કઢી ચાટ-નારા હજૂરિયાના સવાલો સાંભળતાં તો મને તાવ ચડે છે.

સલીમ : બહુ સારું. બોલો, ખોરાસાની અને મુલતા-નીને કોણે મારી નાખ્યા ?

શક્ત : મેં.

ચાંદેરી : એ તો મેં પહેલેથી જ ધારી લીધેલું.

સલીમ : શા માટે તમે એને માર્યા ?

શક્ત : મારા થાકેલા અને મૂર્છાવશ ભાઇ પ્રતાપને એ અન્યાયની હત્યામાંથી બચાવવા ખાતર.

અક્બર : ત્યારે તો તું જ આ કૃત્યનો કરનાર ! કૃતઘ્ન ! વિશ્વાસઘાતી ! ભીરુ !

[ પૃથ્વીરાજ ખોંખારે છે. ]

શક્ત : જયપુરના ધણી ! હું વિશ્વાસઘાતક હોઇશ, કૃતઘ્ની પણ હોઇશ, પરંતુ ભીરુ નથી ! બે પઠાણો ભેગા

થઈને એક થાકેલા, ધરતી પર ઢળેલા શત્રુને કાપી નાખવા જતા હતા; તે વેળા એ બે જણાને, મેં એકલાએ સામી છાતીએ યુદ્ધ કરીને માર્યા છે—હત્યા નથી કરી.

સલીમ : ત્યારે તમે વિશ્વાસઘાતનું કૃત્ય કર્યું છે એ કબૂલ કરો છો, ખરું ?

શક્ત : કબૂલ. એમાં આટલા અજાયબ શા માટે થાઓ છો યુવરાજ ? વિશ્વાસઘાત કેમ ન કરું ? આ પહેલાં તો મારા સ્વદેશની સામે, સ્વધર્મની સામે, સગા ભાઈની સામે પણ—મોગલોની સાથે મળી જઈને હું ઘણીયે વાર વિશ્વાસઘાત કરી ચૂક્યો છું. આ વળી એક વધુ વિશ્વાસઘાત કરી નાખ્યો ! ખુદ શહેનશાહે પણ મને વિશ્વાસઘાતક જાણીને જ આશરો દીધેલો ને ! એકવાર અધર્મ-યુદ્ધ કરીને પ્રતાપને મારવા ખાતર હું વિશ્વાસઘાતક બનેલો હતો; આ વખતે વળી એમ કરવાને બદલે પ્રતાપને અન્યાયી હત્યામાંથી ઉગારી લેવા માટે વિશ્વાસઘાતક બન્યો. એમાં પણ વળી એ પ્રતાપ કોણ ? મારો માડીજાયો ભાઈ! અને એ ભાઈ પણ કેવો ? વિનાહથિયારે પોતાનાથી ચારગણા લશ્કરની સામે ઝૂઝનારો એ ભાઈ! [ પૃથ્વીરાજ માથું હલાવે છે ]

અબ્બર : પર્વતનો લૂંટારો અને દેશદ્રોહી એ ભાઈ ! ખરું કે ?

શક્ત : પ્રતાપસિંહ દેશદ્રોહી, અને તમે દેશહિતેચ્છુ, ખરું કે ભગવાનદાસ ?

સલીમ : ત્યારે તમે શું એમ કહેવા માગો છો કે પ્રતાપસિંહ વિદ્રોહી નથી ?

શક્ત : પ્રતાપ વિદ્રોહી ! અને અકબર પાદશાહ ચિતોડના સાચા માલિક ! ખેર ! હોઇ શકે.

સલીમ : ત્યારે તમે અકબર પાદશાહને શું કહેવા માગો છો ?

શક્ત : હું કહેવા માગું છું કે પાદશાહ આ ભારતવર્ષની અંદર મોટામાં મોટો લૂંટારો છે. તફાવત એટલો જ કે બીજા લૂંટારા સોનુંરૂપું લૂંટે છે અને અકબર આખાં રાજ્યોનાં રાજ્ય લૂંટી લે છે.

સલીમ : હં ! પહેરેગીર ! શક્તસિંહને કેદ કરો.

[ પહેરેગીરો કેદ કરે છે. ]

સલીમ : શક્તસિંહ ! વિશ્વાસઘાતની સજા શી હોય તે ખબર છે ?

શક્ત : બીજી શી ! બહુમાં બહુ તો મોત ! હું તો ક્ષત્રિય છું, એટલે મોતથી ડરતો નથી. જો ડરતો હોત તો જૂઠું જ બોલત ને ! જો મોતથી ડરતો હોત તો રાજીખુશીથી મોગલોની છાવણીમાં પાછો ન આવત. ને જ્યારે હું સાચી હકીકત કહેવા આવ્યો, ત્યારે એમ સમજીને નહોતો આવ્યો કે સાચું બોલવાથી મોગલો મને છોડી દેશે. મોગલોની સાથે હું ઘણા દિવસ રહ્યો છું. મોગલોને ખૂબ ઓળખ્યા છે. તમારા પિતા અકબરને પણ સારી પેઠે ઓળખી

લીધા છે. એ તો ફૂટ, અવિવેકી, કપટી રાજદ્વારી છે; તમને પણ પિછાની લીધા છે—તમે એક બેવકૂફ, અભણ, ઝેરીલા, રક્તપિપાસુ પિશાચ છો.

સલીમ : અને તું એક ઘરથી હાંકી કાઢેલો, મોગલોની એઠ ચાટનારો, નિમકહરામ કૂત્તો છે. (આંખો રાતી કરે છે.) શયતાન ! વિશ્વસાઘાતની સજા મોત ખરી. પણ તે પહેલાં આ એક લાત ચાખતો જા. (લાત મારે છે.) લઈ જાઓ એને કારાગૃહમાં. કાલે કૂતરાંની પાસે ફાડી ખવરાવશું.

[ સલીમ જાય છે. ]

શક્ત : (જોર કરીને છોડાવવા મથતો) એક વાર, એક પળવાર મને છોડી દો. બસ પળવાર જ ! ત્યાર પછી જે સજા કરવી હોય તે કરજો.

[ પહેરેગીરો છૂટવા મથતા શક્તસિંહને લઈને જાય છે. ]



## બીજો પ્રવેશ

સ્થળ : દૌલતઉન્નિસાનો ઓરડો.

સમય : સવાર.

[ મેહેર અને દૌલતઉન્નિસા ઊભાં છે. મેહેર ટહેલતી ટહેલતી ગાય છે. ]

[ રાગ—હું જાઉં છું હું જાઉં છું ]

પૂછ્યા વિના મેં પ્રેમ પીધો, વેદના સળગી ઊઠી,
પ્રેમનાં અમૃત મહીં છે ઝેર એ જાણ્યું નહિ !

પ્રેમનાં ફાની સુખો પલવારમાં ખૂટી જશે,
પણ વેદના કો'દી ન જાશે, એટલું જાણ્યું નહિ !
પ્રેમનાં પુષ્પો જરી સ્પર્શે જ સુકાઇ જતાં,
પણ પુષ્પનો કાંટો સદા સહેશે, અરે જાણ્યું નહિ !

દૌલત : ( મેહેરને ધક્કો મારીને ) બોલોને, શું થયું છે ?

મેહેર : વસમી વાત બની છે—( ગાય છે. ) ‘ પ્રેમનાં ફાની સુખો—’

દૌલત : શી વસમી વાત ?

મેહેર : બહુ વસમી વાત—( ગાય છે. ) ‘ પલ વારમાં ખૂટી...’

દૌલત : શી રીતે બહુ વસમી ?

મેહેર : અત્યંત વસમી—( ગાય છે. ) ‘ પણ વેદના કો'દી ન જાશે....’

દૌલત : જા, મારે નથી સાંભળવું.

મેહેર : અરે સાંભળ તો ખરી !

દૌલત : જા, મારે નથી સાંભળવું.

મેહેર : ઠીક, ત્યારે કાંઈ નહિ. એમાં બિચારા શક્તસિંહ શું કરે ?

[ દૌલત ઉત્સુક ભાવે જોઈ રહે છે ]

મેહેર : શું કરે બિચારો ? પોતાના ભાઈની રક્ષા કરવા જતાં પોતે જ જીવ ખોઈ બેઠો.

દૌલત : મેહેર !

મેહેર : અને એમાં સલીમનોયે શો ગુનો ? એણે તો વાજબી જ કર્યું—વિદ્રોહીને મોતની સજા કરી!

દોલત : મેહેર તું આ શું બોલે છે?

મેહેર : શું બોલું ? મેં તો શેતરંજ બરાબર જમાવી હતી; પણ સલીમે આખી બાજી ઊંધી વાળી દીધી.

દોલત : એટલે શું સલીમે શક્તસિંહને મોતની સજા ફરમાવી છે?

મેહેર : હા, સાદી ગદ્યની ભાષામાં બોલીએ તો એ જ અર્થ નીકળે.

દોલત : ના, તું મશ્કરી કરે છે!

મેહેર : ઠીક, ત્યારે તો મશ્કરી. પરંતુ શક્તસિંહને મન તો હું માનું છું કે એ મશ્કરી નહિ લાગતી હોય! ગમે તેમ તોય પોતાના પ્રાણ કોને વહાલા ન હોય?

દોલત : પણ સલીમે આ હુકમ શા માટે કર્યો?

મેહેર : ખરચ બચાવવા માટે. સલીમ બરાબર સમજી ગયો કે વિધાતાએ જ્યારે શક્તસિંહને બનાવ્યો ત્યારે એક ભૂલ કરી હતી.

દોલત : શી?

મેહેર : એ કે એના હાથ પગ ઇત્યાદિ અવયવો તો બરાબર બેસાડેલા હતા, પણ એના ધડ ઉપર માથું બરાબર બેઠું નહિ. એટલે સલીમે એ માથું ઉડાવી દઈને વિધાતાની ભૂલ સુધારવાની ફક્ત ઇચ્છા જ જાહેર કરી છે. પરંતુ

તાજ્જુબી એટલી કે શક્તસિંહે એ બાબતમાં લેશ પણ વાંધો ન ઉઠાવ્યો.

દોલત : શાનો વાંધો ?

મેહેર : વાંધો ન લેવાય ? માથું બંધબેસતું હોય કે નહિ, પણ ગમે તેમ તોયે ઈશ્વરે દીધેલું એ માથું ! બીજાને એમાં પંચાત કરવાનો શો હક્ક ? અને બસ હરકોઈ એક આદમી આવીને મારું માથું ઉડાવી નાખે, એ જોતાં પણ કેવું વિચિત્ર લાગે ! હું ઊભી હોઉં; ત્યાં એકાએક જોઉં કે મારું માથું તો મારા પગ પાસે પડ્યું પડ્યું તરફડી રહ્યું છે ! આવો દેખાવ જોઈને આંખો પણ કેટલી આકુળવ્યાકુળ બની જાય ! કાં ! તારા ચહેરા પરથી લોહી જ કેમ ઊડી ગયું ?

દોલત : મેહેર ! બહેન ! તું એને બચાવ. તું જાણે છે ને બહેન, કે એ મરશે તો હું એક દિવસ પણ નથી જીવવાની. હું સોગંદ લઉં છું કે એનું મોત થશે તો હું ઝેર ખાઈને પ્રાણ કાઢી નાખીશ.

મેહેર : બસ, તો કાઢી નાખવા ! એમાં વળી આટલું ધાંધલ શાનું ? તું કાંઇ નવી નવાઇ નથી કરતી. વાર્તાઓમાં લખેલું સાચું હોય તો તો તારી અગાઉ કેટલાય લોકોએ પ્રેમની ખાતર પ્રાણત્યાગ કરેલ છે. એમાં ઢોલ પિટાવવા જેવી શી બહાદુરી બળી છે ?

દોલત : ત્યારે શું કશોય ઇલાજ નથી ?

મેહેર : (ગંભીર ભાવે ડોકું ધુણાવી) એનો એક જ ઇલાજ છે. આપઘાત કરવો ! તે તો તું કરવાની જ છે. પણ જો

દોલત ! જો આપઘાત કરવાની હો તો એવી તરેહથી કરજે કે દુનિયામાં તારું નામ અમર રહી જાય.

દોલત : એ શી રીતે ?

મેહેર : પ્રથમ તો તારા ઓરડામાં સુંદર જાજમ પાથરવી. તે ઉપર મખમલની ગાદી બિછાવવી. એના ઉપર છટાથી બેસવું. સામે એક મેજ પર ઝરી ભરેલું કપડું બિછાવવું, તેના પર એક રૂપાનો પ્યાલો મૂકવો—પ્યાલો પણ જડાઉ હોવો જોઈએ હો ! એ પ્યાલાની અંદર ઝેર રેડવું. સમજી? પછી સોનાની બંગડીઓથી શોભતા તારા ગોરા ગોરા હાથમાં એ પ્યાલો ઉઠાવીને બસ, એકલાં એકલાં એકાદ કવિતા છેડવી. ત્યાર પછી એ ઝેરનો પ્યાલો નીચલા હોઠ પર લગાવવો; જરીક જ લગાવવો હો, કે જેથી દાઢી ઊંચી ન કરવી પડે. ત્યારપછી એક ઈસરાજ લઈને લહેરથી બેસવું, શક્તસિંહને સંબોધીને એકાદ ગીત ગાવું—રાગ સિન્ધુ ખમાચ રાખવો; અને તાલ મધ્યમ : બસ, ત્યારપછી એ જ હાલતમાં મરી જવું. જોજે હો, જરી પણ હલીશચલીશ ના. આમ કરીશ એટલે તારું નામ અમર રહી જશે. તારી તસ્વીરો લેવાશે. ભવિષ્યમાં તારાં નાટક લખાશે.

દોલત : મેહેર, મશ્કરી કરવાનો તને બીજો કોઇ પ્રસંગ ન મળ્યો કે ?

મેહેર : મશ્કરીનો આથી વધુ સરસ પ્રસંગ બીજો કયો હોય ? તમે બે જણાં ફક્ત એક જ વાર મળ્યાં, અને તે પણ નહિ કોઈ કુંજમાં, નહિ યમુનાને કિનારે, કે ન તો

કોઈ ચાંદની રાતે બાસ્ફરસની એકાદ નૌકાની અંદર. મિલન તો થયું આ તંબૂમાં. અને તે પણ યુદ્ધક્ષેત્રની અંદર! ખરેખર બહુ જ ગદ્યમય અવસ્થામાં! ઉપરાંત એ મિલન એકાંતમાંયે ન બન્યું, પણ ત્રીજા એક જણની સન્મુખ; અરે, ખુદ મિલન જ એ ત્રીજા જણે કરાવી આપ્યું! અચાનક આંખેઆંખ મળી ત્યાં તો પલકારે પ્રેમ બંધાયો. કેવો એ પ્રેમ! જરીક ન મળાય ત્યાં તો પ્રાણ જાય, સંસાર સહરા સમાન બની જાય અને એના વિના આપઘાત કરવા જેટલી હદે વાત આવી પહોંચે! મશ્કરીનો આથી સરસ મામલો બીજો કયો હોઈ શકે?

દૌલત : મેહેર! સાચેસાચ શું આનો ઇલાજ નથી? તું કાંઇયે નહિ કર? સલીમની પાસે જઇને એનું જીવત-દાન માગીએ તો ન મળે?

મેહેર : ઓહો! ત્યારે તું એક કામ કર.

દૌલત : શું કરું? કહે, ઇન્સાફથી જે કાંઇ થઇ શકે તે હું કરીશ.

મેહેર : તું એવી રીતે સૂઇ જા, કે સહુને તારી માંદગી ગંભીર લાગે : જાણે કે હમણાં જ તું મરી જઇશ. પછી હકીમો, વૈદ્યરાજો અને દાક્તરોની આવ જા શરૂ થવાની. પણ કોઈથી આરામ થાય નહિ! હું સલીમને કહીશ કે દવાફવાથી કાંઇ નથી વળવાનું. એનો વિષમંત્ર છે; અને એ મંત્ર એક શક્તસિંહ જ જાણે છે. બોલાવો શક્તસિંહને. પછી શક્તસિંહનું આવવું, મંત્રનો ઉચ્ચાર,

બિમારીનું મટવું, શક્તસિંહની સાથે દૌલતની શાદી, સંગીતનો જલસો. અને બસ, ખેલ ખલ્લાસ !

દૌલત : મેહેર ! બહેન ! મેં બેવકૂફી કરી હોય, ગેર-વાજબી કૃત્ય કરી નાખ્યું હોય કે હસવા જેવું કર્યું હોય, છતાં હું તારી બહેન છું હો ! (રડે છે.)

મેહેર : અરે દૌલત ! સાચે જ શું તું રડી પડી ! ના, ના, રડીશ ના હો ! બસ દૌલત ! બહેનાં, મારી સામે જો, રોવાય ? એમાં ચિંતા શી છે ? હું પોતે જ શક્તસિંહને બચાવવાની. એને બચાવવાની મારી શક્તિ ન હોય તો શું એના મોતની વાતને હું આમ મશ્કરીમાં ઉડાવું ખરી ! તારી હાલતને માટે તું નહિ, હું જ જવાબદાર છું. મેં જ મિલન કરાવ્યું, મેં જ તારા આ પ્યારને છપો છૂપો પાળ્યો-પોષ્યો છે. હું શક્તસિંહને બચાવીશ એટલું જ નહિ પણ તારી સાથે પરણાવીશ. મેહેરનાં શરૂ કરેલાં કામ અધૂરાં ન જ રહે. ઇશ્વરની સાક્ષીએ કહું છું કે હું શક્તસિંહને બચાવીશ. જા, હવે મોં ધોઈ આવ. પલવારમાં રોઈને તેં તો આંખોમાંથી યુક્રિટિસ નદી વહેતી કરી મૂકી ! જા રે મૂરખી !

[ દૌલત જાય છે. ]

મેહેર : (એકલી, ગદ્‌ગદ કંઠે) દૌલતઉન્નિસા ! કદીયે જાણુતી ના, બહેન ! કે આ પરિહાસની નીચે કેટલી જ્વાલા-ને મેં ચાંપી રાખી છે. શક્તસિંહ ! જેમ જેમ તને હૃદયમાં-થી ધકેલવા મથું છું તેમ તેમ હું વધુ જોશથી જડાતી જાઉં

છું; દાબી દેવા ખૂબ મથું છું, હસું છું, મર્મકટાક્ષો કરું છું, પણ એ આગ નથી બુઝાતી. પહેલાં તો તારી સુંદરતા પર ને વિદ્વતા પર મુગ્ધ હતી; હવે તારાં શૌર્ય પર ને મહત્તા પર મુગ્ધ બની છું. એ મુગ્ધાવસ્થા વધતી જ ચાલી છે. પરંતુ, ના! એ વિકારને હું ચાંપી રાખીશ. મારા પોતાના સુખની ખાતર નહિ, પણ આ નાદાન બિચારી ભોળી છોકરી દૌલતના સુખની ખાતર. હે પ્રભુ! જોજો હો, એ બિચારી મારા પ્રાણની આ ગુપ્ત વાત જાણી ન જાય; નહિ તો એ બહુ વેદના પામશે! બહુ વેદના!

[ સલીમ આવે છે. ]

સલીમ : મેહેરઉન્નિસા!

મેહેર : કોણ? સલીમ!

સલીમ : તું એકલી કેમ? દૌલત ક્યાં?

મેહેર : હમણાં જ અંદર ગઈ. પાછી આવે છે. હં, સલીમ! તેં શું શક્તસિંહને મોતની સજા ફરમાવી દીધી?

સલીમ : હા.

મેહેર : ક્યારે મારી નાખશો?

સલીમ : કાલે. એને કૂતરાને મોંએ ફાડી ખવરાવશું.

મેહેર : સલીમ, તું બાળક છે એ વાત ખરી. પણ તેથી કાંઈ કોઈ માણસનો જાન લેવાની રમત રમવા જેટલો તો તું હવે નાનો નથી હો!

સલીમ : એમાં રમત શાની? મેં તો ઇન્સાફ કર્યો છે.

મેહેર : ઇન્સાફ ! ઇન્સાફને નામે તો પૃથ્વી પર અનેક હત્યાઓ થઈ છે. ઇન્સાફ કરનારો તું કોણ ?

સલીમ : હું પાદશાહનો પુત્ર ! ઇન્સાફ કરવાનો મને હક્ક છે.

મેહેર : તો હું પણ પાદશાહની પુત્રી છું. મને પણ એ હક્ક છે.

સલીમ : તારો અભિપ્રાય શો છે ?

મેહેર : મારો અભિપ્રાય એ છે કે શક્તસિંહને તું છોડી દે.

સલીમ : તારા કહેવાથી ?

મેહેર : હા ! મારા કહેવાથી.

[ સલીમ હસે છે. ]

મેહેર : સલીમ ! ખડખડ હસ, કે ચાહે તે કર, બાકી શક્તસિંહને તો આ પલે જ છોડી દે. નહિ તો—

સલીમ : નહિ તો ?

મેહેર : નહિ તો હું જઈને સ્વહસ્તે એને છોડી દઈશ. આગ્રા નગરીમાં મને અટકાવે એવો હિમ્મતવાન કોઈ નથી. પાદશાહની બેટી મેહેરઉન્નિસાને તમામ લોકો ઓળખે છે.

સલીમ : બાપુએ જ તને વધુ પડતા લાડ લડાવીને ચડાવી દીધી છે.

મેહેર : વધુ પડતી વાતની જરૂર નથી. બોલ, શક્ત-સિંહને છોડવો છે કે નહિ ?

સલીમ : તું જાણે છે કે શક્તસિંહે બે મોગલ–સેનાપતિઓની હત્યા કરી છે?

મેહેર! હત્યા નહિ, સામી છાતીએ યુદ્ધ કરીને હણ્યા છે.

સલીમ : યુદ્ધ કરીને હણ્યા? કે વિશ્વાસઘાત કરીને દગો દીધો? મોગલોના પક્ષમાં છતાં—

મેહેર : સલીમ! એ જો વિશ્વાસઘાત હોય, તો એ વિશ્વાસઘાત પર પ્રભુનાં તેજ ઝળહળે છે. શક્તસિંહ ભાઈને બચાવવાને બદલે એની હત્યા કરત તો મને લાગે છે કે તું એની તારીફ કરત; ખરું?

સલીમ : બેશક.

મેહેર : તો હું એને ફિટકાર આપત સલીમ! સંસારમાં નોકર અને માલિકનો સંબંધ મોટો? કે ભાઈ ભાઈનો? પ્રભુએ જ્યારે માનવીને પૃથ્વી પર મોકલ્યાં, ત્યારે કોઈને કોઈનાં શેઠ યા નોકર બનાવીને નહોતાં મોકલ્યાં હો! અને ભાઈ ભાઈ વચ્ચેનો સંબંધ તો જન્મથી મંડાય, તે મૃત્યુ સુધી ન છૂટે. શક્તસિંહ જ્યારે પ્રતાપની સામે વિદ્વેષને વશ બની વેર લેવા માટે મોગલોનો ગુલામ બનવા આવ્યો હતો ત્યારે જ તમારે વિચારવું હતું કે એ વિદ્વેષ તો ભ્રાતૃસ્નેહનું એક રૂપાન્તર જ હોય; એ રૂપાન્તર ભલે વિરૂપ કે ભીષણ હોય, પણ આખરે એ તો ગુપ્ત વેશે એનો એ ભ્રાતૃસ્નેહ! પ્રીતિનો વિનાશ વેરઝેરથી ન બને, સલીમ! સદાકાળનો શીતળ સુમધુર વાયુ માત્ર ઘડીભર માટે જ ભીષણ વાવાઝોડાનું સ્વરૂપ ધરે છે.

સલીમ : વાહ વાહ. મેહેરઉન્નિસા! શક્તસિંહના પક્ષમાં મજાની વકીલાત કરી! તારી સાથે દલીલો કરવા હું નથી ચાહતો. તું શક્તસિંહનો પક્ષ લે, એમાં અજાયબી શી? તું એના પ્યારની ભૂખી છો.

મેહેર : જૂઠી વાત!

સલીમ : જૂઠી વાત? એકાંતમાં એના તંબૂની અંદર જઇને તું એને નથી મળી?

મેહેર : એ ખુલાસો હું તારી પાસે આપવા તૈયાર નથી.

સલીમ : તારો ખુલાસો તો તું પાદશાહની પાસે કરવા તૈયાર હોઇશ, ખરું?

મેહેર : બોલ, શક્તસિંહને છોડવો છે કે નહિ?

સલીમ : ના. ભલે તારી ઇચ્છા હોય તેમ કરજે.

[ જાય છે. ]

મેહેર : ( પલવાર વિચાર કરીને સ્વગત ) સલીમ! ત્યારે તો શું મારે જ એ કામ કરવું પડશે? તું ધારે છે કે હું નહિ કરી શકું! જોઈ લેજે ત્યારે, કરું છું કે નહિ.



## ત્રીજો પ્રવેશ

સ્થળ : કારાગૃહ.

સમય : રાત્રિ.

[ બેડીઓમાં ઝકડાયેલો શક્તસિંહ બેઠો છે. ]

શક્ત : રાત પૂરી થવા આવી. સાથે સાથે મારું આ પામર આયુષ્ય પણ પૂરું થવા આવ્યું. આજનું પ્રભાત મારા

જીવનનું છેલ્લું પ્રભાત ! પ્રભાતે તો આ સુકોમળ, સુંદર, હૃષ્ટ-પુષ્ટ કાયા લોહીલોહાણ બનીને ધૂળમાં રોળાવાની. બધાય એ જોઇ શકશે; નહિ જોઉં એક હું જ. હું ? એ 'હું' કોણ ? ક્યાંથી આવ્યો એ ? આજ ક્યાં જાય છે એ ? ખૂબ વિચારી જોયું, પણ કંઈ ન સમજાયું. પ્રશ્નો બાંધી જોયા, પણ કાંઇ પત્તો ન મળ્યો; દર્શનશાસ્ત્ર વાંચ્યું, પણ કાંઇ મીમાંસા ન થઈ. હું કોણ ? ચાલીસ વરસ પૂર્વે ક્યાં હતો ? કાલે ક્યાં હોઈશ ? એ પ્રશ્નોની મીમાંસા તો આજે થવાની. કોણ એ ?

[હાથમાં બત્તી લઈને મેહેરઉન્નિસા દાખલ થાય છે. ]

મેહેર : હું મેહેરઉન્નિસા.

શક્ત : મેહેરઉન્નિસા ! શહેનશાહ અકબરનાં પુત્રી !

મેહેર : હા, એ જ.

શક્ત : આપ આંહીં શા માટે ?

મેહેર : તમને બચાવવા માટે.

શક્ત : મને બચાવવા ? શા માટે ? મને પોતાને તો બચવાની કશીયે પરવા નથી ?

મેહેર : બચવાની પરવા નહિ ? આવી સુંદર દુનિયાને છોડતાં તમને કશું દર્દ નથી થતું ?

શક્ત : બિલકુલ નહિ. દુનિયા તો હવે જૂની બની ગઇ. રોજ સવારે એનો એ સૂર્ય ! રોજ રાતે એનો એ ચંદ્રમા અથવા એનું એ અંધારું ! રોજ એનાં એ ઝાડ, એના એ પહાડ, એની એ નદીઓ, એનું એ આકાશ !

પૃથ્વી તદ્દન પુરાણી બની ગઈ. હવે તો મૃત્યુને પેલે પાર જઈને જોઉં, ત્યાં કાંઇ નવીન છે કે નહિ?

મેહેર : જિંદગી પર તમને કશી મમતા નથી?

શક્ત : શા માટે? આટલા દિવસ જિંદગી ખૂબ જોઈ, આખરે છેક અસાર લાગી. હવે જોઉં તો ખરો, મૃત્યુ કેવુંક છે! હરહમેશ એની કીર્તિ સાંભળું છું, પણ એને વિષે કશુંય નથી જાણતો. એને જાણી લઇશ.

મેહેર : તમારાં પ્રિયજનોને છોડી જતાં શું તમને વસમું નથી લાગતું?

શક્ત : પ્રિયજન હોત તો વસમું લાગત ખરું; પણ મારે એકેય પ્રિયજન નથી. જગતમાં કોઈને ચાહતાં શીખ્યો નથી, કોઇએ મને પણ પ્યાર નથી કરેલો. કોઇનું કશું માંગણુંયે નથી રહ્યું. બધું કરજ ચુકાવી દીધું છે. (સ્વગત) હા; એક દેણું બાકી રહી ગયું—સલીમની લાતનું કરજ મેં નથી પતાવ્યું. એ એક કામ અધૂરું રહી ગયું.

મેહેર : ત્યારે તમને છૂટવાનું મન નથી કે?

શક્ત : (આગ્રહથી) હા, મન થાય છે શાહજાદી! એક વાર છૂટવા બહુ આતુર છું. મારું કરજ ચુકાવીને આપોઆપ હું પાછો આવીને પકડાઇશ. આપની તાકાત હોય તો બસ એક વાર છૂટો કરો.

મેહેર : પહેરેગીર!

[ પહેરેગીર આવીને સલામ કરે છે. ]

મેહેર : બેડી ખોલો !

[ પહેરેગીર બેડી ખોલે છે. ]

મેહેર : (પોતાના ગળામાંથી હીરાનો હાર કાઢીને પહેરે-ગીરને આપે છે) આ હાર વેચી નાખજે. ઓછામાં ઓછી એની એક લાખ સેનામહોર ઊપજશે. ભવિષ્યમાં તને ગુજ-રાનની ચિંતા નહિ રહે, જા.

[ પહેરેગીર જાય છે. ]

શક્ત : (જરાવાર સ્તબ્ધ) એક વાત પૂછું ? મારા છુટ-કારાને માટે આવડી આતુરતા આપને કેમ ?

મેહેર : કેમ ? એ જાણવાનું પ્રયોજન આપને શું ?

શક્ત : ફક્ત કુતૂહલ.

મેહેર : (સ્વગત) હા, જવાબ દેવામાં શો વાંધો છે ! ભલેને આંહીં જ બધું નક્કી થઈ જાય. (પ્રકટ) ત્યારે સાંભળો, મારી બહેન દૌલતઉન્નિસા યાદ આવે છે ?

શક્ત : હા, આવે છે.

મેહેર : એ—એ આપના પર મુગ્ધ છે.

શક્ત : મારા પર ?

મેહેર : હા, આપના પર. અને જો હું ભૂલતી ન હોઉં તો આપ પણ એના પર. . . .

શક્ત : હું ?

મેહેર : હા, આપ નકામા કાં ઇનકાર કરો ?

શક્ત : હું છૂટું એમાં એને શો લાભ ?

મેહેર : એ તો એ જાણે. સવાર પડતું આવે છે

આપ હવે છૂટા છો; બહાર ઘોડો તૈયાર છે; ઇચ્છા હોય ત્યાં આપ જઈ શકો છો. કોઈ નહિ અટકાવે. અને જો દૌલતઉન્નિસા સાથે લગ્ન કરવા તૈયાર હો—

શક્ત : લગ્ન ! હિન્દુ થઈને યવનની સાથે લગ્ન ! એ કયા શાસ્ત્ર અનુસાર !

મેહેર : હિન્દુ શાસ્ત્ર અનુસાર. આપના પૂર્વ પુરુષ બાપ્પારાવે પણ યવનની સાથે લગ્ન કયાં નથી કર્યાં ?

શક્ત : એ લગ્ન તો આસુરી.

મેહેર : ભલે આસુરી, પણ લગ્ન તો ખરાં જ. અને શાસ્ત્રનું પૂછો છો ? શાસ્ત્ર કોણે ઘડયાં છે, શક્તસિંહ ? લગ્નનું શાસ્ત્ર તો બસ એક જ છે—પ્રેમ. કોઇ શાસ્ત્રની તાકાત નથી કે સ્નેહના બાંધેલાં બંધનને જરાયે ઢીલાં કરી શકે. નદી જ્યારે સાગરને મળવા ધસે, તારો, જ્યારે તૂટીને પૃથ્વીને ભેટવા દોડે, ફૂલવેલ જ્યારે આંબાને આલિંગતી ઉપર ચડે, ત્યારે શું એ બધાં પુરોહિતના મંત્રોચ્ચારની વાટ જોતાં હોય છે ?

શક્ત : શાસ્ત્રનો મને ભય નથી, શાહજાદી ! જે માણસ સમાજને નથી માનતો તેને વળી શાસ્ત્રની શી કિમ્મત ?

મેહેર : ત્યારે આપ સ્વીકાર કરો છો ?

શક્ત : (વિચારે છે.) એમાં મારું શું જાય છે ? જિંદગીમાં જરા વિચિત્રતા તો જોવાશે ! આજ સુધી સ્ત્રી-ચરિત્રની પરીક્ષા નથી કરી. લે ને એય કરી જોઉં !

મેહેર : શું કહો છો ? મંજૂર ?

શક્ત : મંજૂર.

મેહેર : ધર્મસાક્ષી ?

શક્ત : ધર્મને હું માનતો નથી.

મેહેર : માનો કે ન માનો, પણ બોલો 'ધર્મસાક્ષી.'

શક્ત : ધર્મસાક્ષી.

મેહેર : શક્તસિંહ ! મારો અમૂલો હાર મારી છાતી છૂંદીને મારા ગળામાંથી કાઢી આજ હું તમારે ગળે પહેરાવી દઉં છું. જોજો હો ! એનું અપમાન ન થાય. બોલો, ધર્મસાક્ષી ?

શક્ત : ધર્મસાક્ષી.

મેહેર : ચાલો ત્યારે.

શક્ત : ચાલો. (ચાલતાં ચાલતાં સ્વગત) આજ સુધી મારું જીવન જરા ગંભીર ભાવથી ચાલ્યું આવતું હતું. આજ જાણે એમાં એક પ્રહસન પેસી ગયું !

મેહેર : ચાલો ત્યારે, સવાર પડવા આવ્યું છે.



## ચોથો પ્રવેશ

સ્થળ : પૃથ્વીરાજનું અંતઃપુર.

સમય : રાત્રિ.

[ જોશીબાઈ એકલી હતાશભાવે ઊભી છે. ]

જોશી : બુઝાઇ ગયો ! આખા રજપૂતાનામાં એક જ દીવો સળગતો હતો. આજે એ પણ બુઝાઇ ગયો. પ્રતાપસિંહ

આજ મેવાડમાંથી નીકળી વનેવન ભટકતા ફરે છે. હાય! હીનભાગી રાજસ્થાન!

[ પૃથ્વીરાજ આવે છે. ]

પૃથ્વી : જોશી, એ જોશી—

જોશી : આ રહી હું.

પૃથ્વી : રાજસભાના કાંઇ નવીન સાંભળ્યા?

જોશી : તમારા વગર બીજું કોણ સંભળાવે!

પૃથ્વી : અજબ નવીન ખબર!

જોશી : શું થયું?

પૃથ્વી : અરે જોયા જેવી થઈ. ગંભીર મામલો! ચૂપ કેમ રહી ગઇ?

જોશી : હું શું બોલું?

પૃથ્વી : ત્યારે સાંભળ. શક્તસિંહ કારાગૃહમાંથી રપૂચક્ક!

જોશી : ભાગી ગયો?

પૃથ્વી : અરે, હજુ સાંભળ તો ખરી. એની સાથે દૌલત ઉન્નિસા પણ . . . (ભાગી જવાનો અભિનય કરી બતાવે છે) પોબાર.

જોશી : શું કહો છો!

પૃથ્વી : અરે સાંભળ તો ખરી. હજુ બાકી છે. મેં તને કહ્યું હતું ને, કે સલીમે માનસિંહજી વિરુદ્ધ આરોપ મૂકીને શહેનશાહને કાગળ લખેલો?

જોશી : હા.

પૃથ્વી : શહેનશાહ ગુજરાતમાંથી કાલે પાછા આવે છે.

જોશી : કેમ ?

પૃથ્વી : ટંટો પતાવવા. ટંટો તો કાંઇ જેવો તેવો નહિ ને ! એક બાજુ માનસિંહ, ને બીજી બાજુ સલીમ— એટલે કે એક બાજુ રાજ્ય, અને બીજી બાજુ છોકરો. બેમાંથી એકેયને ન છોડાય. ટંટો મિટાવવો જ જોઇએ ને ?

જોશી : શી રીતે ?

પૃથ્વી : પાદશાહ સલીમને બોલાવીને કહેશે કે, 'ભાઇ ! માનસિંહ તો આપણો આશ્રિત કહેવાય.' બીજી બાજુ માનસિંહને ફોસલાવશે કે, 'ભલા માણસ, સલીમ તો બચ્ચું કહેવાય !'

જોશી : રાણા પ્રતાપસિંહના કાંઇ ખબર ?

પૃથ્વી : બીજા તે શા ખબર હોય ? હવે તો મહેર-બાન વનેવન આથડે છે. મેં પહેલેથી જ નહોતું કહ્યું, કે અકબર પાદશાહની સાથે યુદ્ધ ન હોય !



## પાંચમો પ્રવેશ

સ્થળ : અકબરનો ઓરડો.

સમય : પ્રભાત.

[ અકબર પાદશાહ બિછાનામાં પડ્યા પડ્યા હુક્કો ગગડાવે છે. સામે સલીમ ઊભો છે, ]

અકબર : સલીમ ! માનસિંહે તારું કશું અપમાન નથી કર્યું. એ તો મારા ફરમાન મુજબ વર્ત્યા છે.

સલીમ : આથી વિશેષ શું અપમાન કરી શકે? હું દિલ્હીશ્વરનો પુત્ર, અને એ એક સેનાપતિ માત્ર : છતાં હલદીઘાટના યુદ્ધમાં મારી આજ્ઞા વિરુદ્ધ મને તરછોડી પોતે પોતાનાં ફરમાનો ફેલાવ્યાં—એક વાર નહિ, પણ વારંવાર.

અકબર : (વિચારપૂર્વક) હાં! પરંતુ એમાં હું તો માનસિંહનો અપરાધ નથી જોતો.

સલીમ : આપ એનો અપરાધ શાના જુઓ! એ તો આપના સાળાશ્રીના ચિરંજીવી ખરા ને! આપને પ્રતાપે જ એની ઉદ્ધતાઈ આટલી વધી ગઈ છે.

અકબર : સલીમ! જરા સંભાળીને વાત કર. બોલ, માનસિંહની શી કસૂર હતી?

સલીમ : મારી ઇચ્છા વિરુદ્ધનું વર્તન એ જ એની કસૂર.

અકબર : એ અધિકાર મેં પોતે જ એને સોંપેલો હતો. એ સેનાપતિ છે.

સલીમ : તો પછી મને યુદ્ધમાં મોકલવાનું શું પ્રયોજન હતું?

અકબર : પ્રયોજન? તને મોકલેલો તે યુદ્ધમાં એનો સહયોગી થવા ખાતર, ને યુદ્ધ શીખવા ખાતર.

સલીમ : માનસિંહનો તાબેદાર બનીને યુદ્ધ શીખવા ખાતર?

અકબર : કુમાર! કહું છું કે આ ગુમાન છોડી દે. તું આ ભારતવર્ષનો ભાવી સમ્રાટ છે! તો શીખી લે કે શી રીતે રાજ્યો જિતાય, અને જીતીને પછી શી રીતે

ચલાવાય. તું જાણે છે કે માનસિંહનો મારા પર કેટલો અહેશાન છે? આ અર્ધું આર્યાવર્ત, બલકે અફ્ગાનિસ્તાન પણ એણે જ મને જિતાડયું છે.

સલીમ : આપના ઉપર એનો અહેશાન હોઇ શકે, પણ મારા પર નહિ.

અકબર : કહું છું કે ઉદ્ધતાઈ છોડ. બીજા પર સત્તા ચલાવવી હોય તો સહુથી પહેલાં પોતાના ઉપર જ સત્તા ચલાવતાં શીખી લે. એમ ન સમજતો કે અંતરથી હું માનસિંહ પર ઇતબાર રાખું છું, ઊલટો હું તો એનાથી ડરું છું. એની મારફત એક વાર કાર્ય સાધી લીધા બાદ તો હું એને એક જૂના ખાસડાની માફક ફગાવી દઇશ. પરંતુ કામ સાધતાં સુધી તો માનસિંહનો માનમરતબો સાચવવો પડશે.

સલીમ : એ આપની ઇચ્છા. હું તો એ કાફરની તાબેદારી નહિ કબૂલું. અને જો પાદશાહ સલામત મારા એ અપમાનનો ઇલાજ નહિ કરે તો હું અલ્લાને નામે શપથ કરું છું કે હું પોતે જ એનો હિસાબ પતાવીશ. હું જોઈ લઇશ કે કોણ મોટો : એ કે હું ?

અકબર : સલીમ ! જ્યાંસુધી હું બેઠો છું ત્યાંસુધી શહેનશાહ હું છું.—તું નહિ. કેમ? કેમ? તારી આંખોમાં વિદ્રોહના અંગારા ઝરતા જોઉં છું. ખબરદાર જો ભવિષ્યમાં આ સલ્તનત જોઈતી હોય તો! નહિતર સમજજે કે ભવિષ્યનો શહેનશાહ તું નથી.

સલીમ : આપ પણ સમજજો કે એ નિર્ણય ફક્ત આપની આજ્ઞા ઉપર જ નથી થવાનો.

[સલીમ ચાલ્યો જાય છે.]

અકબર : (થોડી વાર ચિંતાપૂર્વક ચૂપ રહ્યા બાદ એકલો) હાય નાદાન પિતાઓ! આટલા આટલા મરી ફીટો છો, તે આવાં સંતાનો માટે? પલકવારમાં જેને ચપટીની અંદર ચોળી નાખી શકો, તેનાં જ ઉદ્ધત આચરણોને તમે આટલા બધા દીન બની સાંખી લો છો? ઓ ખુદા! બાપનાં હૈયાં શું આટલાં બધાં સ્નેહ–દુર્બળ બનાવ્યાં! બાપને બિચારાને આટલા ચુપચાપ બની સહન કરવાનું રહ્યું! કોણ, મેહેરઉન્નિસા?

[મેહેરઉન્નિસા દાખલ થાય છે.]

મેહેરઃ હા, બાબા; એ તો હું જ.

[પાદશાહને નમન કરે છે.]

અકબર : મેહેર, તારા વિરુદ્ધ બહુ આકરો આરોપ મારી પાસે આવ્યો છે.

મેહેર : મને લાગે છે કે સલીમે જ આપની સમક્ષ એ આરોપ રજૂ કર્યો છે. હું પોતે પણ આપના કદમે એ જ વાત ધરવા આવી છું.

અકબર : બોલ, શક્તસિંહને નસાડવામાં તારો હાથ છે કે નહિ?

મેહેર : હા જી. મેં પોતે સ્વહસ્તે જ એને છોડયો છે.

અકબર : અને દૌલતઉન્નિસા ક્યાં?

મેહેર : એની મેં શક્તસિંહ સાથે શાદી કરાવી.

અકબર : (મર્મમાં) ઉત્તમ વાત! શક્તસિંહ સાથે શહેનશાહ અકબરની ભાણેજની શાદી! વાહ વાહ! હિન્દુ વેરે મોગલના વિવાહ!

મેહેર : એ તો કાંઈ નવું નથી. શહેનશાહના પિતા ખુદ હુમાયુન જ એ ચીલો પાડી ગયા છે. ખુદ પાદશાહ સલામત પણ એ જ પંથે અનુસર્યા છે.

અકબર : અકબરે કાફરને કન્યા દીધી નથી, કાફરની કન્યા લીધી છે.

મેહેર : એકની એક વાત.

અકબર : એકની એક વાત ?

મેહેર : હા. એકની એક. એ પણ વિવાહ, આ પણ વિવાહ.

અકબર : એ એકની એક વાત નથી મેહેર! તું હજુ બચ્ચું છે. રાજનીતિ તું શું સમજે ?

મેહેર : હું રાજનીતિ નથી સમજતી; ફક્ત ધર્મનીતિ સમજું છું.

અકબર : ધર્મનીતિ મેહેર? ધર્મનીતિ શું એટલી બધી સરલ છે, કે તું આટલી ઉમરે એમાં પાર ઊતરી ગઈ? પૃથ્વીમાં આટલા આટલા ભિન્ન ધર્મો શા માટે? શા માટે વળી એની અનેક શાખાઓ? આટલા પંડિતો, વિદ્વાનો, મહાત્માઓ પડયા છે · પણ ધર્મનીતિમાં કોઈના મત મળે છે? મેં આટલી આટલી ચર્ચાઓ સાંભળી; વ્યાખ્યાઓ સાંભળી; પારસી, ખ્રિસ્તી, ઇસ્લામી અને હિંદુ પંડિતો સાથે

આલોચના કરી; છતાં હું કશુંયે ન સમજ્યો અને તું એક બાલિકા એને બસ મૂઠીમાં પકડીને બેઠી છે?

મેહેર : શહેનશાહ! શા ખાતર આટલી બધી દલીલો, યુક્તિઓ ને ચર્ચાઓ? ધર્મ બસ એક છે. ઈશ્વર એક છે. નીતિયે એક જ છે. માનવી જ એને સ્વાર્થમાં, ગુમાનમાં, લાલસામાં, વેરઝેરમાં બગાડી બેઠો છે. ધર્મ! આસમાનના સિતારાની સામે તો જરા નજર કરો બાબા! દસે દિશામાં છોળો મારતા એ દરિયાવને તો નિહાળો પિતા! હસી રહેલી હરિયાળી આ ધરતી સામે તો જુઓ મહારાજ! બધા પર એક જ નામ લખેલું છે. એ નામ ઈશ્વરનું. ઇન્સાને જ એને પરબ્રહ્મ, અલ્લાહ ને જીહોવા જેવાં જુદાં નામ આપીને પરસ્પરની અવગણના કરી છે, હિંસા આદરી છે, ટંટા મચાવ્યા છે! અને ઇન્સાન પણ એક જ! દુનિયાને જુદે જુદે સ્થળે જુદાં જુદાં મનુષ્યો જન્મ્યાં એથી એ જુદાં નથી. શક્તસિંહ પણ મનુષ્ય છે, દૌલત પણ મનુષ્ય છે. એમાં તફાવત શો?

અકબર : તફાવત એ કે દૌલત મુસલમાન છે; ને શક્તસિંહ કાફર છે. તફાવત એ કે દૌલત ભારતસમ્રાટ અકબરની ભાણેજ છે; ને શક્તસિંહ એક ઘરબાર વિનાનો હડધૂત થયેલો, શેરીમાં ભટકતો કુત્તો છે.

મેહેર : ના, એ પણ મેવાડનો રાજકુમાર છે.

અકબર : શક્તસિંહે જો મુસ્લિમ ધર્મ સ્વીકાર્યો

હોત તો આ શાદી સામે મને બહુ વાંધો નહોતો. પરંતુ શક્તસિંહ એક વિધર્મી છે, હિન્દુ છે.

મેહેર : ખબરદાર, શહેનશાહ! ભૂલશો મા કે મારી અમ્માજાન—આપનાં સમ્રાજ્ઞી—પણ હિન્દવાણી છે.

અકબર : સમ્રાજ્ઞી હિન્દવાણી હોય તેથી શું? સમ્રાટ હિન્દુ નથી, છોકરી! એ સમ્રાજ્ઞીને ને મારે શું?

મેહેર : એ, સમ્રાજ્ઞી આપની સ્ત્રી.

અકબર : સ્ત્રી! એવી તો મારે એકસો સ્ત્રીઓ પડી છે. સ્ત્રી તો ઉપયોગની ચીજો છે, વિલાસની સામગ્રીઓ છે, સન્માનની નહિ.

મેહેર : અરે! સાચેસાચ શું શહેનશાહ અકબરના પોતાના મોંમાંથી હું આ શબ્દો સાંભળી રહી છું? સ્ત્રી વિલાસની સામગ્રી! ઉપયોગની વસ્તુ! સન્માનની નહિ? પાદશાહ શું નથી જાણતા કે 'સ્ત્રી' પણ એક માનવી છે, એને પણ આપની માફક હૃદય છે, અને એ હૃદયમાં પણ આપના જેવા જ ધબકારા ચાલે છે? સ્ત્રીજાત વિલાસની સામગ્રી! મારી અમ્માને મુખે જ મેં સાંભળેલું કે હિન્દુશાસ્ત્રમાં સ્ત્રીને સહધર્મિણી કહી છે, અને લખ્યું છે કે નારીજાતિની જ્યાં પૂજા થાય ત્યાં દેવો પણ ખુશ બને છે. ત્યારે આ પિતા કેવું ઊલટું બોલી રહ્યા છે! ત્યારે તો સ્ત્રી પણ કહી શકે કે સ્વામી વિલાસની સામગ્રી છે, ઉપયોગની વસ્તુ છે! પરંતુ સ્ત્રીજાત એ કદી ન બોલે, કારણ એનું દિલ દિલેર છે; એ ન બોલે, કારણકે સ્વામીના સુખમાં જ

એનું સુખ છે. પતિના ઉપર જ એની જિંદગી કુરબાન છે. હાય રે અધમ પુરુષ જાત! તમે સહુ શું એટલા બધા નીચ, એટલા અધમ, કે સ્ત્રીજાતને અબળા સમજીને એના ઉપર આટલા અન્યાયો અત્યાચારો કરો છો! અને લાલસાથી ભરેલી તમારી તિરસ્કારવૃત્તિથી એના અકારા જીવતરને ઔર અકારું કરી મૂકો છો!

અકબર : મેહેરઉન્નિસા! અકબર પોતાની દીકરીની પાસે શાસ્ત્રાર્થ કરવા તૈયાર નથી. અકબરે પોતાની છોકરી પાસેથી આવાં ઉદ્ધત વચનોની, આવી અસહ્ય હિંમતની કે આવા પિતૃદ્રોહીપણાની આશા નહોતી રાખી! તારી ને સલીમની ફરજ છે, કે કશો સવાલ જવાબ કર્યા વિના મારાં ફરમાન ઉઠાવ્યે જવાં, ખબરદાર, ભૂલતી ના.

[અકબર જાય છે.]

મેહેર : (દૃઢ સ્વરે) શહેનશાહ! મારી ફરજ શું, તે હું જાણું છું. મારી ફરજ એ, કે જે પુરુષ મારી માતાનું અપમાન કરે, અને હાય! એક બાંદીની માફક ઉપયોગની કે વિલાસની સામગ્રી કરી માને, એ પુરુષના આશ્રયનો પરિત્યાગ કરવો! ભલે તે દિલ્હીશ્વર હોય કે મારો પિતા હોય. આવો ત્યારે ઓ બહેન ગરીબી! ઓ ઉઘાડા આકાશ! ઓ કડકડતી ઠંડીના વાયરા! અને ઓ ઘોર ઉજ્જડ અટવી! આવો બધાં! આ નિરાશ્રિત મેહેરને તમારા ખોળે આસન આપો! આજથી હું પાદશાહની દીકરી મટીને રસ્તે રઝળતી

ભિખારણ બનું છું. એ જ બહેતર—આ અધમ રાજકુમારી થવા કરતાં તો એ જ બહેતર છે.



## છઠ્ઠો પ્રવેશ

સ્થળ : આગ્રામાં માનસિંહનું ભવન.

સમય : સંધ્યા.

[માનસિંહ એકલો ઓરડામાં ટેલી રહ્યો છે.]

માનસિંહ : (સ્વગત) બાપુએ રેવાને મારી પાસે મોકલી છે તે મને લાગે છે કે એનાં લગ્નને માટે. અને હું ધારું છું કે બાપુની ઇચ્છા આ મોગલપરિવારમાં જ એના વિવાહ કરવાની છે. ઓહ ! અમે કેટલા અધોગામી બન્યા છીએ ! મેં માન્યું હતું કે મેવાડના પવિત્ર વંશ-ગૌરવની અંદર આ કલંક સાફ કરી નાખીશ. એ આશા તો એળે ગઈ. પ્રતાપસિંહ ! તારા દંભના તો હવે ચૂરા કરીશ. અમે અમારાં કુળગૌરવ ગુમાવી બેઠા, અને તેં તારું સર્વસ્વ ગુમાવીને પણ એ ગૌરવ સાચવી રાખ્યું છે. પરંતુ હવે જોઉં છું, એક દિવસ તારા એ ઉચ્ચ મસ્તકને પણ અમારી સાથે એક સપાટી પર ઉતારી શકું છું કે નહિ ! તને હું વનેવન રઝળાવીશ, તારા માથા પર આકાશ સિવાય બીજું એકેય છાપરું નહિ રહેવા દઉં.

[ શસ્ત્રબંધ સલીમ આવે છે.]

માનસિંહ : (ચકિત બની) શાહજાદા તમે! અત્યારે! શાહજાદા.

સલીમ : માનસિંહ! હું તમારું કોઇ પ્રિય કાર્ય કરવા નથી આવ્યો; હું આવ્યો છું બદલો લેવા.

માનસિંહ : બદલો ?

સલીમ : હા; માનસિંહ, બદલો.

માનસિંહ : શાનો ?

સલીમ : તમારા વધી પડેલા દંભનો—મામુદ !

[ મામુદ બે ખુલ્લી તલવારો લઈને આવે છે. ]

સલીમ : (માનસિંહ પાસે બન્ને તલવારો ધરીને) ઉઠાવી લ્યો બેમાંથી એક.

માનસિંહ : યુવરાજ, આજ આપનું માથું ભમે છે કે શું ? આપ દિલ્હીશ્વરના પુત્ર છો; હું એનો સેનાપતિ ઊઠીને આપની સામે યુદ્ધ કરું ?

સલીમ : હા, હા, યુદ્ધ કર. તું શહેનશાહના સાળાનો પુત્ર ! તારા પિતાની સાથે શહેનશાહને ભલે હૈયાનાં હેત હોય; મારે નથી. તું શહેનશાહનો અજેય સેનાપતિ! શહેનશાહ ભલે તારો દંભ સાંખી શકે, મારાથી ન સંખાય. ચાલ, ઉઠાવ એક તલવાર!

માનસિંહ : યુવરાજ, કબૂલ કે આપની મારા પર બહુ મહેરબાની નથી. છતાં આપ યુવરાજ છો. આપના પર મારાથી ઘા ન કરાય. મેં શહેનશાહનું અન્ન ખાધું છે.

સલીમ : નામર્દાઈનાં બહાનાં જવા દે. આજ હું નથી છોડવાનો. માનસિંહ, શસ્ત્ર ઉઠાવ! ભલે આજે આંહીં જ ફેંસલો થઈ જાય કે કોણ મોટો—માનસિંહ કે સલીમ?

માનસિંહ : યુવરાજ, ઠંડા પડો, વાત સાંભળો.

સલીમ : નકામાં છે એ ફાંફાં. શસ્ત્ર ઉપાડ! મેં પ્રતિજ્ઞા લીધી છે. આજ કશી વાત નહિ સાંભળું.

[ માનસિંહના હાથમાં તલવાર આપે છે. ]

માનસિંહ : (તલવાર લઈને) યુવરાજ, તમે શું દીવાના બન્યા છો?

સલીમ : હા હા! દીવાનો બન્યો છું મહારાજા!

[ માનસિંહ પર સલીમ હુમલો કરે છે. માનસિંહ સામા દાવ ચલાવે છે. ]

માનસિંહ : [ લડતાં લડતાં ] હજુ કહું છું કે ઠંડા પડો.

સલીમ : ( ફરીવાર આક્રમણ કરીને ) હવે તો મર્યો સમજજે.

માનસિંહ : ( પોતાના પગ પર ઝટકો પડતાં ધીરજ હારી ગર્જના કરી ) ઠીક, ત્યારે તેમ થાઓ! યુવરાજ! હવે માથું સંભાળી લેજો!

[ માનસિંહ સલીમ પર હુમલો કરે છે. સલીમ જખમ ખાઈને પાછો હઠે છે. ]

માનસિંહ : હજુ કહું છું કે ઠંડા પડો, નહિ તો પલ-વારમાં માથું ઊડીને મારા પગમાં રોળાશે.

સલીમ : એટલો બધો તોર! (ફરી હુમલો કરે છે.)

[એ સમયે છૂટા કેશવાળી, અસ્તવ્યસ્ત વસ્ત્રોવાળી રેવા દોડતી આવીને ઊંચા હાથ કરી બન્નેની વચ્ચે ઊભી રહે છે.]

**રેવા : શસ્ત્ર નમાવો ! આ ઘર છે; રણાંગણ નથી.**

[એ રૂપના અંબારને જોતાં જ સલીમ અંજાઈને ઘડીભર પોતાની આંખો આડો હાથ ધરે છે. બીજા હાથમાંથી તલવાર નીચે પડી જાય છે. આંખો ખોલે ત્યાં તો એ જ્યોતિ અદૃશ્ય થઈ જાય છે.]

**સલીમ : (ધીરે સ્વરે) એ કોણ ! દેવી કે માનવી !**



# સાતમો પ્રવેશ

સ્થળ : ઉદેપુરના જંગલમાં ગુફાની બહારનો ભાગ.

સમય : સંધ્યા.

[ પ્રતાપસિંહ એકલો ઊભો છે. ]

**પ્રતાપ : કોમલમીર પણ ગુમાવ્યું. ધુમાટી અને ગોગુડા પણ શત્રુઓને હાથ સોંપ્યાં. છેલ્લું ઉદેપુર પણ મોહબતખાંને હાથ પડ્યું. બસ એ બધાય ગયાં ! એ દુઃખ તો ખમાય છે ! કાળચક્રમાં આજે એ ખોવાયાં, તો કાલે વળી કાળચક્રમાં એ પાછા મળશે. પરંતુ એ મારા માના ! એ મારા રોહીદાસ ! હલદીઘાટના યુદ્ધમાં તમને એને ગુમાવ્યા તે તો કદીયે પાછા નથી મળવાના.**

[ધીરે ધીરે ઇરા બાપુની સમક્ષ આવી ઊભી રહે છે.]

**પ્રતાપ : ઇરા, ખાધું બેટા ?**

**ઇરા : હા બાપુ, આ કઈ જગ્યા બાપુ ?**

**પ્રતાપ : આ ઉદેપુરનું જંગલ.**

ઇરા : બહુ રૂપાળી જગ્યા ! આ પહાડ કેવો ભૂરો, કેવો શાંત અને સુંદર !

[ખાવાનું લઈને લક્ષ્મી આવે છે.]

પ્રતાપ : બચ્ચાંને ખવડાવી લીધું ?

લક્ષ્મી : હા, આ તમારે માટે લાવી છું, ખાઓ.

પ્રતાપ : હું શું ખાઉં લક્ષ્મી ? પેટમાં ભૂખ નથી.

લક્ષ્મી : ના ભૂખ છે. આખો દિવસ કાંઈ ખાધું તો નથી !

ઇરા : ખાઓને બાપુ, નહિ તો બિમાર પડશો.

પ્રતાપ : લ્યો ત્યારે ખાઉં. મૂકો નીચે.

લક્ષ્મી : (ખાવાનું પ્રતાપની પાસે મૂકીને) હું જઈને બચ્ચાંને સુવાડી દઉં. (જાય છે.)

પ્રતાપ : (એ ફળમૂળનો આહાર કરી, પાણી પીને) કેવું આ ક્ષત્રિયોનું જીવન ! આખા દિવસના કડાકા પછી પણ સંધ્યાએ આ ફળમૂળ ચાવવાનાં ! આખા દિવસના કઠોર પરિશ્રમ પછી પણ આ ભોંય પર પથારી ! આનું નામ રજપૂતનું સાચું જીવન કહેવાય. દેશને ખાતર તો આ ફળ-મૂળ અને પાંદડાં પણ સ્વર્ગની સુધાથીયે મીઠાં લાગે. માતાને ખાતર તો આ ભોંયપથારી પણ ફૂલોના બિછાનાથીયે સુંવાળી લાગે.

[ભીલોનો સરદાર આવીને રાણાને નમન કરે છે.]

પ્રતાપ : કોણ, માહુ ?

માહુ : હા રાણા. તું આવ્યાના વાવડ સાંભળીને હું દરશને આવ્યો છું।

પ્રતાપ : માહુ! રાજભક્ત ભીલ સરદાર! ઠીક કર્યું.

ઇરા : માહુ! મજામાં છો ને?

માહુ : અરે મારી બુન! બુન, તું તો બહુ દૂબળી પડી ગઈ!

પ્રતાપ : એ જીવતી રહી એ જ અજબ વાત છે, માહુ! એવું રોગિષ્ઠ શરીર, તેમાંયે વળી દવાદારુની વાત તો દૂર રહી પણ રહેવાનું અને વખતસર ખાવાનું જ ક્યાં ઠેકાણું હતું? આ આખા દિવસમાં હજુ અત્યારે માંડ બે રોટલી પેટમાં પડી!

માહુ : અરે મારી બુન, આમ કરીશ તો પછી મરી જઈશ હો!

પ્રતાપ : શું કરું, માહુ! બિહુરના જંગલમાં જ્યાં ખાવાની તૈયારી કરી ત્યાં તો પાંચ હજારની મોગલ-ફોજે ઘેરી લીધાં. મારા બસો અનુચરોને સાથે લઈને આ પહાડી રસ્તે દસ દસ ગાઉ પગે ચાલીને હું આંહીં પહોંચ્યો! આ બધાંને ડોળી કરીને પહોંચાડ્યાં!

માહુ : એક ખબર મળ્યા છે રાણા!

પ્રતાપ : શું?

માહુ : ફરીદખાંના બધા સિપાહી રાયગઢ છે. આંહીં તો એના ફક્ત એક હજાર સિપાહી બાકી રહ્યા છે.

પ્રતાપ : અને ફરીદખાં? એ ક્યાં?

માહુ : આંહીં છે. પણ આજે એનો જન્મદિવસ છે. એટલે ખૂબ ધામધૂમમાં પડી જશે. ઘેરી લેવાનો લાગ છે.

પ્રતાપ : પરંતુ આંહીં તો મારી પાસે એકસોથી વધુ સૈન્ય ક્યાં છે ?

માહુ : મારી પાસે હજાર ભીલ હાજર છે. રાણાને માટે એ બધા પ્રાણ કાઢી આપે તેવા છે.

પ્રતાપ : તો જા, તમામને સજ્જ થવા હુકમ કર. આજ રાત્રિએ જ એના તંબૂ પર તૂટી પડીએ. જા, જલ્દી જા.

માહુ : જેવી આજ્ઞા, બાપુ. રાણો માગે તો એ બધા પોતાના પ્રાણ કાઢી આપે. ઠીક ત્યારે રામ રામ બાપુ ! ભુન, શરીરને સાચવજે હો ! નીકર મરી જઈશ મરી.

[ જાય છે. ]

પ્રતાપ : ભક્ત ભીલ–સરદાર ! તારા જેવો બંધુ જગતમાં દુર્લભ છે. આવી આફતને ટાણે તારું ભીલસૈન્ય આપીને જાણે તું કોઈ દેવની માફક મારી રક્ષા કરી રહ્યો છે, ભાઈ!

ઈરા : (મૃદુ સ્વરે) બાપુ !

પ્રતાપ : બોલો બેટા !

ઈરા : આ લડાઈ શીદને માંડી છે ? સંસારમાં આપણે કેટલા દિવસ રહેવા આવ્યાં છીએ ? આ સંસારમાં આવીને એકબીજાં સાથે હેતપ્રીત રાખી, એકબીજાનાં દુઃખ ઓછાં કરી બે દિવસ વિતાવવાને બદલે કજિયા ને દુઃખ વધારવાં શા માટે બાપુ ?

પ્રતાપ : બહેન ! જો પરસ્પર પ્રીતિ કરીને જ જીવતર વિતાડી શકાત તો પછી આ સંસાર સ્વર્ગ ન બની જાત ?

ઇરા : સ્વર્ગ ક્યાં છે બાપુ ? આકાશમાં ? ના ના આ સંસાર જ એક દિવસે સ્વર્ગ બનવાનો—જે દિવસે આખા વિશ્વમાં કેવળ પરોપકાર, પ્રીતિ ને ભક્તિ વિરાજશે, જે દિવસે કોઈ નિઃસીમ પ્રેમનો પ્રકાશ વિશ્વમાં છવાઈ જશે, અને સ્વાર્થત્યાગ એ જ સ્વાર્થલાભ મનાશે. એનું નામ સ્વર્ગ.

પ્રતાપ : એ દિવસ બહુ દૂર છે, બેટા.

ઇરા : તો એને આપણાથી બને તેટલો નજીક કાં ન ખેંચીએ ? લોહીની નીકો વહાવીને એને આઘો કાં ઠેલીએ ?

[ એ વખતે બાલકવેશધારિણી મેહેરઉન્નિસાને લઈને અમરસિંહ આવે છે. ]

પ્રતાપ : અમરુ, આ કોણ ?

અમર : એ કહે છે કે, 'હું માનસિંહનો જાસૂસ છું.' પણ મને વિશ્વાસ નથી આવતો.

[મેહેર એકીટશે પ્રતાપસિંહની સામે જોઈ રહી છે.]

પ્રતાપ : બોલ બાળક ! તું માનસિંહનો જાસૂસ છે ?

મેહેર : આપ પોતે જ રાણા પ્રતાપ ? આ પર્ણકૂટીમાં આપનો નિવાસ ? આ ફળફૂલ જ આપનો ખોરાક ? આ ઘાસ પર જ આપની પથારી ?

પ્રતાપ : હા, ભાઈ! પણ તું કોણ ? સાચું બોલજે.

મેહેર : જૂઠું નહિ જ બોલું. પરંતુ સાચું બોલતાં બીક લાગે છે કે કદાચ મારી કથની સાંભળ્યા પછી આપ મને તરછોડો તો ?

પ્રતાપ : તને તરછોડું ?

મેહેર : આપ તો ક્ષત્રિયકુળના દીપક છો. માનવજાતિના ગૌરવ છો. મેં આપના વિષે ઘણું સાંભળેલું. ઘણી વાતો માનેલી ને ઘણીમાં વિશ્વાસ નહોતો બેઠો. પરંતુ આજે જે હું નજરે જોઉં છું તે તો અદ્દભુત, કલ્પનાથી અતીત, મહિમામય છે. રાણાજી ! હું માનસિંહનો જાસૂસ નથી.

[બોલતાં બોલતાં ભક્તિ, વિસ્મય અને આનંદથી મેહેરનો કંઠ રુંધાઈ જાય છે.]

પ્રતાપ : ત્યારે ?

મેહેર હું સ્ત્રી છું.

પ્રતાપ : તું સ્ત્રી ! આ વેશે ? આ જગ્યાએ ?

મેહેર : આવી તો હતી બીજે કામે; પણ હવે તો મારી ઇચ્છા છે કે અહીં રહી આપના પરિવારની સેવા કરું.

પ્રતાપ : બાલિકા ! તું કોણ છે તે તો હજુ ન કહ્યું.

મેહેર : બાઈ માણસનું નામ જાણવાની શી જરૂર છે?

પ્રતાપ : તારા બાપનું નામ ?

મેહેર : મારા બાપુ આપના કટ્ટા દુશ્મન છે. પહેલાં વચન આપો કે મારા બાપુનું નામ જાણ્યા પછી આપ મને તરછોડશો નહિ. હું આપને આશરે આવી છું.

પ્રતાપ : આશ્રિતને તરછોડવો એ ક્ષત્રિયનો ધર્મ નથી. હું ક્ષત્રિય છું.

મેહેર : મારા બાપુ—

પ્રતાપ : બોલ, બોલ, તારા બાપુ—

મેહેર : મારા બાપુ, આપના કટ્ટા દુશ્મન અકબરશાહ.

પ્રતાપ : (સ્તબ્ધ બની, પલવાર ચુપચાપ રહી, પછી મેહેરના મોં પર તીક્ષ્ણ નજર ચોડી) સાચી વાત કે ઠગાઈ?

મેહેર : ઠગાઈ તો જિંદગીમાં હજુ શીખી નથી.

પ્રતાપ : અકબર પાદશાહની પુત્રી મારા તંબૂમાં શા માટે ? એ બને જ નહિ.

મેહેર : છતાં બન્યું છે. હું નાસી આવી છું.

પ્રતાપ : શા માટે ?

મેહેર : હમણાં જ વિગતવાર કહું છું.

ઇરા : કોણ મેહેર કે ? હા ઓળખી.

પ્રતાપ : અરે ઇરા ! તું એને ઓળખે છે ?

ઇરા : હા બાપુ, એ અકબરશાહનાં પુત્રી મેહેરઉન્નિસા.

પ્રતાપ : તું એમને ક્યાં મળેલી ?

ઇરા : હલદીઘાટના રણમેદાન પર.

પ્રતાપ : ( વિસ્મય પામીને ) મેહેરઉન્નિસા ! તમે મારા શત્રુનાં બેટી છો. પરંતુ તમે આજ મારે આશરે આવ્યાં છો. જોકે અત્યારે તો આશરો દેવા જેવી મારી સ્થિતિ નથી, હું પોતે જ નિરાશ્રય છું, તોપણ તમને તો હું નહિ જ તરછોડું. આવો બેટા ! ગુફાની અંદર લક્ષ્મી પાસે ચાલો.

[ જાય છે. ]

[ જવનિકા પતન ]



# અંક ચોથો

## પહેલો પ્રવેશ

સ્થળ : ફિનશરાનો કિલ્લો.

સમય : દિવસનો બીજો પ્રહર.

[ શક્તસિંહ એકલો બગીચામાં ફરે છે. ]

શક્ત : (સ્વગત) સલીમ ! આટલા દિવસ હું ચૂપ કરીને આ કિલ્લામાં બેસી રહ્યો છું, તેથી સમજતો ના કે તારા પગની પાટુનું વેર હું વીસરી ગયો છું. આગ્રાથી આવતાં આવતાં રસ્તે ક્ષત્રિય સૈન્ય એકઠું કરીને આ કિલ્લામાં લઈ આવ્યો છું. પરંતુ એટલેથી હું ઝંપ્યો નથી. બદલો લેવાનો મોકો જ હું શોધી રહ્યો છું. આ ખાતર મેં કેટકેટલાં નિર્દોષ બિચારાંની હત્યા કરી છે, ને હજુ કેટલી વધુ કરવી પડશે એ કોને ખબર છે ? એમાં શું હું અન્યાય કરું છું ? બિલકુલ નહિ. એક સીતાને છોડાવવા ખાતર હજારો નિર્દોષ દેશભક્ત અને રાજભક્ત રાક્ષસોની હત્યા શું રામચંદ્રે નહોતી કરી ? એ હિસાબે હું શું અન્યાય કરું છું ?

[ એક દૂત આવીને નમન કરે છે. ]

શક્ત : બાતમી મળી ?

દૂત : હા. રાણાજી અત્યારે બિહુરના જંગલમાં છે; અને માનસિંહે કોમલમીરને આગ લગાડી એ સમાચાર સાચા છે.

શક્ત : સારું ! કાલે કૂચ કરશું. જા, કિલ્લેદારને મોકલ.

[ દૂત જાય છે. ]

શક્ત : માનસિંહ ! આનો બદલો પણ લઈશ. આ આવે દૌલતઉન્નિસા.

[ સંકોચાતી સંકોચાતી દૌલતઉન્નિસા દાખલ થાય છે. ]

શક્ત : ( દૌલતને ચૂપ જોઇને ) કેમ, શું જોઈએ, દૌલત?

દૌલત : શીતળ છાયા.

શક્ત : હં ! શીતલ છાયા ! બીજું કાંઈ હવે કહેવાનું રહ્યું છે દૌલત ? કેમ ચૂપ રહી ?

દૌલત : નાથ ! ( એટલું જ બોલીને દૌલત ચૂપ રહે છે. )

શક્ત : હં ! 'નાથ' ! ત્યાર પછી કાંઈ?–જો, દૌલત, આ ખરે બપોરે સળગી મરતા હોઈએ એ વખતે 'નાથ' 'પ્રાણેશ્વર' વગેરે વિશેષણો જરા વસમાં થઈ પડે છે હો ! પ્રણયનો પ્રથમ અધ્યાય ચાલતો હોય ત્યારે તો આ વિશેષણો ચાલે; પણ પરણ્યાને બાર બાર માસ વીતી ગયા હોય, ને પછી ઘડીએ ને પહોરે 'નાથ !' 'પ્રાણેશ્વર !' વગેરે સ્વરો છૂટતા હોય, તે તો ધગધગતા રસોડાની અંદર બેઠો બેઠો રસોઇયો મલાર રાગ આરડતો હોય. એના જેવું લાગે; નહિ ?

દૌલત : નાથ ! પુરુષોની વાત તો હું નથી જાણતી ! બાકી સ્ત્રીનો પ્રેમ તો સદાય એકસરખો જ રહે છે.

શક્ત : એટલે કે પુરુષની લાલસા તૃપ્ત થાય, ને સ્ત્રીની લાલસા છીપે જ નહિ, એમ ને ?

દૌલત : સ્વામી અને સ્ત્રીનો સંબંધ શું એટલો જ છે પ્રભુ ?

શક્ત : હા, એટલો જ. પુરોહિત બે ચાર અનુસ્વાર વિસર્ગ બબડી જાય એથી કાંઈ એ સંબંધનો મહિમા વધી નથી જતો—અને આપણા લગ્નમાં તો એ પણ ક્યાં હતું ! સમાજની નજરે તો તું મારી સ્ત્રી નહિ પણ રખાત ગણાય !

[ દૌલતઉન્નિસાનો ચહેરો, કાનનાં મૂળ પર્યંત લાલચોળ બને છે. ]

દૌલત : પ્રભુ !

શક્ત : તું હમણાં ચાલી જા દૌલત ! સ્ત્રીના અધરામૃત-પાન ઉપરાંત બીજા બેચાર કામ પણ પુરુષોને હોય છે, સમજી !

[ધીરે ધીરે, નીચે ઢળેલે વદને દૌલત ચાલી જાય છે.]

શક્ત : (એકલો) આનું નામ તે સ્ત્રી ! કેટલી અસાર ! કેટલી કદાકાર ! આપણે માત્ર લાલસાના માર્યા જ એને સુંદર માનીએ ! એકલી સ્ત્રીઓ જ નહિ, ખુદ મનુષ્ય જ મહા નીચ જનાવર ! એક ક્ષુદ્ર જંતુ પણ એવું નથી, કે જે નગ્ન મનુષ્યના કરતાં વધુ સુંદર ન હોય. માનવ-શરીર એટલું તો અધમ છે કે પોતાના પોષણને ખાતર જેટલી સુંદર, સ્વાદિષ્ટ અને સુગંધી ચીજો દેખે તેટલી ખાય અને પછી (પોતાના બે હાથ દાબીને) બહાર કાઢે—કેવો

બિભત્સ પદાર્થ ! એ શરીરના પસીનામાંથી પણ દુર્ગંધ જ છૂટે. અને એ શરીર પોતે ? મર્યા પછી બે દિવસ તો રાખો ! કેવી ભયાનક દુર્ગન્ધ મારે !

[ કિલ્લેદાર આવે છે. ]

કિલ્લેદાર : બાપુ, કાલે જવાના છો ?

શક્ત : હા, કાલે સવારે. તમારી પાસે આંહીં એક હજાર યોદ્ધા રાખી જાઉં છું. અને જોજો, મારી પત્ની અંદર છે એ વાત બહાર ન પડી જાય.

કિલ્લેદાર : જેવી આજ્ઞા.

શક્ત : જાઓ.

[ કિલ્લેદાર જાય છે. ]

શક્ત : (સ્વગત) સલીમ ! અકબર ! મોગલ સામ્રાજ્ય ! તમને ત્રણેને સાથે જ સંહારી નાખીશ.

[જાય છે.]



## બીજો પ્રવેશ

સ્થળ : ખુશરોજ મેળાનું આભ્યંતરિક દૃશ્ય.

સમય : સંધ્યા.

[ માનસિંહજીની બહેન રેવા એકાકી, માળાના ગુચ્છ ધરી રાખીને ઊભી છે. રમણીઓ વિધવિધ વેશ ધરીને ત્યાંથી આવજા કરે છે. મેજ ઉપર ડાબા હાથની કોણી રાખીને ડાબી હથેળી પર લમણું ટેકવી રેવા એ દેખાવ જોઈ રહી છે. તેટલામાં બહુ કિમ્મતી શણગાર સજેલી એક સ્ત્રી આવે છે. ]

સ્ત્રી : આંહીં શું વેચાય છે ?

રેવા : ફૂલોની માળા.

સ્ત્રી : જોઉં એક માળા; શાના ફૂલની છે ?

રેવા : અપરાજિતા ફૂલ.

સ્ત્રી : નામ મોટું; પણ માળા નાની છે. આની કેટલી કિમ્મત ?

રેવા : પાંચ સોનામહોર.

સ્ત્રી : લ્યો આ પાંચ મહોર; આપો એક માળા. શહેનશાહના ગળામાં પહેરાવી દઈશ.

[માળા લઈ જાય છે.]

રેવા : આ સમ્રાજ્ઞી લાગે છે; પણ શહેનશાહને તો ક્યાંય ન જોયા !

[બીજા વેશમાં બીજી સ્ત્રી આવે છે.]

બીજી સ્ત્રી : આંહીં ફૂલોની માળા મળે છે ?

રેવા : હા.

બીજી સ્ત્રી : જોઉં ! (જોવા લાગે છે.) આ માળા કયા ફૂલની ?

રેવા : કદમ્બ ફૂલની.

બીજી સ્ત્રી : લ્યો આ પૈસા.

[ માળા લઈને રવાના થાય છે. ]

રેવા : કેવો અજબ મેળો ! એવી એક પણ વસ્તુ નથી કે જે આંહીં ન વેચાતી હોય. કાશ્મીરી શાલ, જયપુરનાં સ્ફટિકનાં વાસણ, ચીનાઈ માટીનાં પૂતળાં, તુર્કસ્તાની જાજમો

ને સિંહલદ્વીપના શંખ: બધી ચીજો મળે. આવો મેળો તો કદી નથી જોયો.

[ગળામાં માળા પહેરીને અકબર આવે છે.]

અકબર : આ માળા કોના હાથની ગૂંથેલી?

રેવા : મારા.

અકબર : તમે મહારાજા માનસિંહનાં બહેન કે?

રેવા : હા.

અકબર : (સ્વગત) સલીમ આની પાછળ પાગલ બન્યો છે એનું કારણ હવે સમજાયું. ભારતની ભાવી સમ્રાજ્ઞી બનવાને લાયક તો ખરી! (પ્રકટ) તમારી બીજી માળાઓ જોઉં! આ બધી માળાનું સામટું કેટલું મૂલ?

રેવા : એક હજાર મહોર.

અકબર : લ્યો આ દામ. હું બધી માળા ખરીદી લઉં છું.

[માળા લે છે. દામ આપે છે.]

રેવા : આપ શહેનશાહ અકબર કે!

અકબર : તમે સાચી અટકળ કરી.

[જાય છે.]

દશ્યાન્તર

સ્થળ : ખુશરોજ મેળાનું અંદરનું આંગણું. સમય : રાત્રિ.

નૃત્યગીત

[રાગ ભૈરવી]

ઓહો! દીપમાલા પ્હેરી મલકી મલકી આ મહાનગરી રાજે,
ઓહો! નિશીથ પવને ભવને ભવને બાંસુરીના સુર ગાજે.

આહા ! કુસુમ–ગંધ ભભકે મંદ તોરણે સ્થંભે પ્રાંગણે,
ઓહો, રૂપ–સમુદ્ર ઝરુખે ઝરુખે છલકી ઊઠ્યો છે આજે
—ઓહો૦

ગાય–' જય જય મોગલરાજ, ભારત ભૂપતિ જય ! '
દક્ષિણે નીલ ફેનિલ સિંધુ, ઉત્તરે હિમાલય.
આજ એનું ગૌરવ કરે ગર્જન નગરે નગરે ભુવને,
આજ એને ગૌરવે સુમહોજ્જવલ ગગને ગ્રહો વિરાજે
—ઓહો૦



## ત્રીજો પ્રવેશ

સ્થળ : પૃથ્વીરાજના અંતઃપુરનો ઓરડો.

સમય : સાંજ.

[પૃથ્વીરાજ કવિતા જોડે છે.]

પૃથ્વી : બ્રહ્મલોકે બ્રહ્મા, વૈકુંઠે શ્રીપતિ,
કૈલાસે મહેશ, સ્વર્ગે શચિપતિ,
સમવીર્યે ભૂમંડળે મહીપતિ,
ભારત–સમ્રાટ અકબરશાહ.

સાળું આ છેલ્લું ચરણ બંધબેસતું નથી થતું. ' અકબર ' શબ્દમાં જો ત્રણ જ માત્રા હોત તો બરાબર મેળ મળત. પરંતુ—

[ જોશીબાઈ આવે છે. ]

પૃથ્વી : કાં જોશી ! ખુશરોજ જોઈ આવી ?

જોશી : હા ઠાકોર, જોઈ આવી.

પૃથ્વી : કેમ કેવી મજા પડી ? હું નહોતો કહેતો કે કેવો જબરદસ્ત મેળો ભરાય છે ને કેવી જબરી તૈયારીઓ થાય છે ? કેમ ન થાય ? અકબરશાહનો ખુશરોજ, આહા !

['બ્રહ્મલોકે બ્રહ્મા, વૈકુંઠે શ્રીપતિ' ઇત્યાદિ કવિતા બોલે છે.]

જોશી : ધિઃક્કાર છે ઠાકોર ! આ કવિતા આરડતા ભોંઠામણ નથી આવતું ? લમણાં લાલઘૂમ નથી બની જતાં ? જીભના લોચા નથી વળી જતા ? આ નીચ સ્તુતિગાન, આ ખુશામદ, આ હલકું જૂઠાણું—

પૃથ્વી : કેમ જોશી ! જે અકબરે પોતાના બાહુબળે કાબૂલથી માંડી બંગાળાના અખાત સુધી એક જબરદસ્ત રાજ્ય સ્થાપ્યું, જેણે હિન્દુમુસલમાનોને એક પ્રેમસૂત્રથી બાંધ્યા—

જોશી : હાં બોલ્યે જાઓ—જેણે હિન્દી રાજાઓની સ્ત્રીઓને પોતાના ભોગની વસ્તુઓ માની લીધી—બોલ્યે જાઓ.

પૃથ્વી : તેં અકબરને જોયા નથી એટલે જ આવું બોલતી લાગે છે.

જોશી : જોયા સ્વામી ! આજ જોયા ! અને જો આ કટાર મારી સાથે ન હોત તો તે ઘડીએ તમારી સ્ત્રી પણ અકબરની એક હજાર વારાંગનાઓની અંદર ઉમેરાઈ જાત.

પૃથ્વી : આ તું શું બોલે છે, જોશી !

જોશી : શું બોલું છું ? વહાલા ! જો તમે ક્ષત્રિય હો, મનુષ્ય હો, જરીએ મરદાનગી તમારામાં રહી હોય, તો

આનું વેર લેજો. નહિ તો હું માનીશ કે મારો ધણી મરી ગયો છે—હું વિધવા છું; અને જો વેર ન લેવાય તો જાણજો કે મને પત્ની ગણીને સ્પર્શ કરવાનો પણ તમારો અધિકાર નથી. શું કહું સ્વામી! આ તમારા કુલાંગાર ભીરુ હિંદુઓને દેખીને આખી પુરુષજાત ઉપર મને ધિઃક્કાર વછૂટે છે ને મન થાય છે કે અમે પોતે જ અમારાં શિયળ રક્ષવા તલવાર ઉઠાવીએ. હાય! એક અસ્પૃશ્ય પરપુરુષ આવીને આલીંગન કરવાને માટે તમારી સ્ત્રીનું કાંડું પકડે! અને તમે મૂઢની માફક સાંભળ્યા કરો, ઠાકોર?

પૃથ્વી : આ તું શું સાચું કહે છે, જોશી?

જોશી : સાચું કહું છું. કુલિન નારી કદી ખોટું બોલીને પોતાના કલંકની વાતો ફેલાવે? ખોટું લાગતું હોય તો જાઓ તમારાં ભાભીશ્રીની પાસે—જે પોતાનું શિયળ ગુમાવીને, ધર્મ વેચીને, બાદશાહના દીધેલા અલંકારો રણ-ઝણાવતાં ઘેરે આવ્યાં છે, ને જે કુલટાને તમારા ભાઈ રાય-સિંહે ચુપચાપ પોતાના ઘરમાં દાખલ કરી દીધી છે. જાઓ, ત્યાં વધુ સાંભળશો. આર્યોની શું એટલી બધી અધોગતિ થઈ પડી છે કે સોનારૂપાને લોભે પોતાની સ્ત્રીને વેચે? ધિઃક્કાર છે.

પૃથ્વી : હું આ શું સાંભળું છું! આ શું સાચી વાત! કાંઈ નથી સમજાતું. હવે શું કરું? બીજું શું કરું? પાદશાહ તો સર્વ શક્તિમાન કહેવાય! બીજું શું કરું? ઉપાય નથી.

❧

# ચોથો પ્રવેશ

સ્થળ : પર્વતની ગુફા.

સમય સંધ્યા.

[ બિમાર ઇરા પથારીમાં સૂતી છે. સામે મેહેરઉન્નિસા બેઠી છે. ]

ઇરા : મેહેર ?

મેહેર : બોલો બહેન !

ઇરા : મા રોતી રોતી બહાર કાં ચાલી ગઇ? હું મરી જવાની છું એટલા માટે ?

મેહેર : બળ્યું, ઇરા ! એવું તે શું બોલતી હોઈશ?

ઇરા : એ કેમ ન બોલું ? મેહેર ! સંસારમાં એથી મોટું બીજું કયું સત્ય છે ? આ જીવતર કેટલા દિવસ માટે? અને મરણ તો સદાને માટે. જીવતર તો મરણ–સમુદ્રની અંદર એક મોજાની માફક ઘડીભરને માટે જ ઊછળી આવે. પછી પાછું બધું શાંત બની જાય. જીવતર તો કદાચ માયા હોય, પણ મૃત્યુ તો અવિચળ સત્ય છે. જીવન તો સદાકાળની ઘોર નિદ્રાની અંદર ચિંતાતુર મગજના કોઈ સ્વપ્ન સમું આવે ને સ્વપ્ન સમું ચાલ્યું જાય. હેં મેહેર !

મેહેર : બોલો બહેન !

ઇરા : તું મોગલ રાજકુમારી છો ને હું રજપૂત રાજકુમારી છું; તારા બાપુ અને મારા બાપુ બન્ને શત્રુ છે. એવા શત્રુ છે કે એકબીજાનું મોઢું જોવામાં પણ કદાચ મહા-પાપ સમજતા હશે ! છતાં તું તો મારી મિત્ર બની છે;

આ મિત્રાચારી જાણે ઘણા દિવસોની જૂની—જાણે પૂર્વ જન્મારાની હોય ને! છતાં તારી સાથેનો પરિચય તો કેટલો બધો ટૂંકો! મારા કાકાના તંબૂમાં તે દિવસ આપણે મળેલાં, યાદ આવે છે ?

મેહેર : હા બહેન.

ઇરા : ત્યારપછી કોઈએ જાણે સ્વપ્નમાં આપણુ બન્નેનું મિલન કરાવી દીધું. એ સ્વપ્ન બહુ જ ટૂંકું, પણ બહુ જ મીઠું હતું. હવે જાણે મને લાગે છે કે હું તને છોડીને જાઉં છું; છતાં ફરી પાછા મળશું એમ તને નથી લાગતું ?

મેહેર : ફરી ક્યાં મળશું ?

ઇરા : (ઊંચે આંગળી ચીંધીને) ત્યાં ! અત્યારે એ તને નહિ દેખાય; કારણકે જીવનના તીવ્ર અજવાળામાં એ ઢંકાઈ રહેલ છે—સૂર્યના તીવ્ર પ્રકાશમાં કરોડો તારાઓ ઢંકાઇ રહ્યા હોય છે તેવી રીતે. હમણાં જ અજવાળું ઊતરી જશે ને પછી એ અપૂર્વ જ્યોતિનું રાજ્ય વિશ્વને સીમાડે સીમાડે ઝળહળી ઊઠશે. અહો, કેવું સુંદર એ દૃશ્ય !

[ મેહેર ચુપચાપ બેસે છે. ]

ઇરા : આ જુએ છે ને મેહેર! આ આકાશ કેવું આસમાની, અગાધ અને સુંદર ! આ બાજુ સંધ્યાનો સૂર્ય આથમી રહ્યો છે: પૃથ્વીને જાણે કોઈ ધગધગતા સૂવર્ણ-રસના પૂરમાં ઝબકોળીને ચાલ્યો જાય છે. આકાશની અંદર આ રંગબેરંગી મેઘમાળા ! ઓહો, કેવી એ રંગની રમતો ! જાણે

કોઈ નીરવ રાગિણી! તને શું એમ લાગે છે મેહેર, કે આ બધી અસલ વસ્તુઓ દેખાય છે?

મેહેર : અસલ નહિ ત્યારે?

ઇરા : એ તો એક પડદા ઉપર અસલ ચીજોના પડછાયા જ પડી રહ્યા છે. એ અસલ સૌંદર્ય તો એની પાછળ રહ્યું છે. આ આકાશની ને આ સૂર્યની પાછળ.

[ મેહેર ચૂપ જ રહે છે. ]

ઇરા : (થોડી વાર સ્તબ્ધ રહીને) મને ઊંઘ આવે છે; લે ઊંઘ કરું.

[ ધીરે પગલે પ્રતાપ આવે છે. ]

પ્રતાપ : (ધીરે સ્વરે.) ઊંઘે છે?

મેહેર : હા. હમણાં જ ઊંઘી ગઈ.

પ્રતાપ : મેહેર, તું જા, આરામ કર. હું બેઠો છું.

મેહેર : ના, હું બેઠી છું. આપ આખા દિવસના થાક્યા પાક્યા વિસામો લ્યો.

પ્રતાપ : ના, મને વિસામાની જરૂર નથી. જરૂર પડશે ત્યારે તને બોલાવીશ, બચ્ચા.

મેહેર : સારું. (ઊઠે છે.)

પ્રતાપ : લક્ષ્મી ક્યાં?

મેહેર : બચ્ચાં માટે રસોઈ કરે છે; બોલાવું?

પ્રતાપ : કામ પૂરું કરીને એક આંટો આવવાનું કહેજે.

[ મેહેર જાય છે. ]

પ્રતાપ : આ મારું જીવતર ! આજ ત્રણ દિવસ થયાં દુશ્મનોથી નાસતો નાસતો જંગલેજંગલ ભટકું છું. એક ટંક પણ આહાર નથી પામ્યો. ખાવાનો અવસર જ ન મળે ને ! ઓછામાં પૂરું આ પથારીવશ પુત્રી, અને એક ટાણું અનાજ પામતાં બચ્ચાંની ફિકર !

[ ચુપચાપ ઇરાની પાસે બેસે છે. અંદરથી બાળકોને રડતાં સાંભળે છે. ]

પ્રતાપ : કાલ તો બરાબરનો પકડાઈ જાત ! એ બદનામીમાંથી તો મારા ભીલ સરદારને પ્રતાપે જ બચી ગયો. મારો જીવ બચાવવા એણે પોતાના પ્રાણ દીધા ! આવી રીતે મારા રક્ષણને ખાતર કેટકેટલાના જીવ ગયા હશે ! કેટલાની સ્ત્રીઓ અનાથ બની હશે ! બાળબચ્ચાં રઝળી પડ્યાં હશે ! એ બધું મારે ખાતર—મને બચાવવા માટે. ઓ પ્રભુ ! હવે ટેક નહિ ટકે—નહિ ટકાવી શકું.

[ લક્ષ્મી આવે છે. ]

લક્ષ્મી : ઇરા ઊંઘે છે ?

પ્રતાપ : હા લક્ષ્મી ! બચ્ચાં રોતાં હતાં શા માટે ?

લક્ષ્મી : એ બિચારાં રોટલો લઈને ખાવા બેઠાં હતાં ત્યાં તો વગડાઉ બિલાડો આવીને રોટલો ઉપાડી ગયો.

પ્રતાપ : ત્યારે આજ રાતે શું કરશું ?

લક્ષ્મી : આપણા ભાગનો રોટલો મેં એને આપી દીધો છે. આપણે એક દિવસ તો ભૂખ્યાં રહી શકશું.

પ્રતાપ પલવાર ચૂપ રહીને ) લક્ષ્મી !

લક્ષ્મી : બોલો, પ્રભુ !

પ્રતાપ : લક્ષ્મી ! મારે પનારે પડીને તેં બહુ દુઃખ સહ્યું. હવે તારે નહિ સહેવું પડે હો ! હું હવે પકડાઈ જઈશ.

લક્ષ્મી : પકડાઈ જશો ! શા માટે નાથ ?

પ્રતાપ : હવે તો આ નથી સહેવાતું. તમારાં આ દુઃખ જોયાં જાતાં નથી. હવે તો આમ ક્યાં સુધી શિયાળિયાની માફક જંગલોમાં નાસતો ફરું ? આહાર નહિ ! ઊંઘ નહિ ! ઘરબાર નહિ ! હું પોતે તો આ બધુંય સહી શકું, પણ તું—

લક્ષ્મી : હું ! વહાલા ! મારે તો તમારી આજ્ઞા ઉઠાવવી એ જ પરમ આનંદ છે.

પ્રતાપ : સહન કરવાની પણ એક સીમા હોય છે. હું તો કઠણ પુરુષ—બધું ભોગવી લઉં, પરંતુ, સ્ત્રીજાત—

લક્ષ્મી : નાથ ! સ્ત્રી કહીને મારી અવગણના કાં કરો ? અમે સ્ત્રીઓ સ્વામીના સુખમાં સુખ પણ માણી જાણીએ, અને સ્વામીના દુઃખને પણ શિર પર ઉપાડી જાણીએ. અબળાને કષ્ટ ભોગવતાં તો આવડે છે વહાલા ! કષ્ટ ભોગવવું એ જ એનું જીવતર છે. પ્રાણ સમર્પી દેવામાં તો એને અપાર આનંદ છૂટે. તમે નહિ જાણતા હો નાથ ! પણ જે ઘડીએ તમારા પગમાં કાંટા ભોંકે છે તે ઘડીએ એ કાંટા તો મારી છાતી વીંધી નાખે છે. અમે તો સ્ત્રીજાત, માવતરને અમે પ્રાણ ભરીને પ્રીતિ કરીએ, પતિને અમારી બાથમાં રાખીને રક્ષા કરીએ, અને સંતાનોને અમારી છાતીનાં લોહી પિવાડીને પાળીએ.

પ્રતાપ : પણ આ બિચારાં બચ્ચાં, એનાં દુઃખ !

લક્ષ્મી : પહેલો પોતાનો દેશ કે પહેલાં બચ્ચાં ?

પ્રતાપ : લક્ષ્મી, ધન્ય છે તને. તારી તોલે કોઇ ન આવે. આ સંકટને સમયે તેં જ મને ઊંચો રાખી લીધો છે. પણ હવે તો મારાથી નથી સહેવાતું. હું બલહીન બની ગયો છું; તું મને બલ દેજે. હું અસ્થિર બની ગયો છું; તું મને પ્રકાશ દેખાડજે.

ઇરા : મા !

લક્ષ્મી : શું કહ્યું બેટા ?

ઇરા : કેવો સુંદર ! અહો કેવો સુંદર ! જોયો ને મા ! કેવો સુંદર !

લક્ષ્મી : કોણ બેટા ?

ઇરા : એક રંગીન સમુદ્ર. કેટલા કેટલા દેહમુક્ત આત્માઓ એમાં તરતા તરતા જાય છે ! પ્રકાશના કેવા અપરંપાર કકડા દોડાદોડ કરી રહ્યા છે ! આકાશમાંથી કેવું મધુર સંગીત અતૂટ ધારે વસી રહ્યું છે ! આહા ! વિચારો સદેહે વિચરી રહ્યા છે ! ઇચ્છાઓ રંગથી ઓળખાઈ રહી છે.

પ્રતાપ : (લક્ષ્મીને) એને સ્વપ્ન આવ્યું છે.

ઇરા : (ચમકી જાગીને) હત ! ઊડી ગયું ! આ શું મા ? આપણે ક્યાં છીએ ?

લક્ષ્મી : આપણે આ રહ્યાં બહેન !

ઇરા : હાં. ઓળખ્યાં; મેહેર ક્યાં ?

લક્ષ્મી : બોલાવું ? આ આવે.

[ ચુપચાપ મેહેર આવે છે. ]

ઇરા : તું ક્યાં હતી ! આ વખતે હવે છોડીને જવાય ? જો, હું તો હવે જાઉં છું. તને એક બે વાતો કહેવી છે.

લક્ષ્મી : બળ્યું, આવું શું બોલતી હોઈશ, ઇરા !

ઇરા : સાચોસાચ, મા, હું જાઉં છું. તમે કોઈ ન સમજી શકો : પણ હું સમજું છું કે હું જાઉં છું. જતા પહેલાં બે વાત કહી દઉં; યાદ રાખજે. મા, મારા બાપુને શરીરે ઠીક નથી. તો હવે શીદ આ નિષ્ફળ યુદ્ધ કરવા તું એને ઉશ્કેરે છે ? હવે એનાથી નહિ સહેવાય હો ! અને બાપુ ! હવે યુદ્ધ શા માટે ? માણસથી જે બની શકે તે બધું તમે કરી ચૂક્યા. પાદશાહ જો હેવાન બનીને ચિતોડ જીતવાથી સુખી થતો હોય તો થાવા દો. મારામારી કાપાકાપીથી શું વળશે ? છોડી દો. અકબરને ચિતોડ જોઈતો હોય તો લેવા દો, બીજું પણ જે કાંઈ તમારી પાસે હોય તે આપી દો. બધુંય ભલે એ લઈ જાય ! એ બધું કેટલા દિવસ, બાપુ ? ત્યારે હવે જાઉં છું, મા ! જાઉં છું, બાપુ ! હું રજા લઉં છું. બહેન ! બાપુ, મારી જગ્યાએ હું મેહેરને બેસારી જાઉં છું. એને પુત્રીની પેઠે, મારી પેઠે પાળજો હો ! અહા, કેવી શુભ ઘડીએ મેહેર આંહીં આવી હશે ! એ ન આવી હોત તો હું કોને તમારી કને મૂકી જાત ? મેહેર ! તું અને હું જેવા મિત્ર બન્યાં, તેવા જ તારા અને મારા

બાપુ પણ આખરે મિત્ર બનજો ! તારાથી બને તો એ બેઉની વચ્ચે શાંતિનું જળ છાંટજે. ભૂલીશ નહિ, હો બહેન !

મેહેર : નહિ ભૂલું ઇરા !

ઇરા : ત્યારે હવે જાઉં ! બાપુ ! મા ! ચરણરજ લેવા દો. (માબાપની ચરણરજ લઈને) મેહેર ! જાઉં છું, બહેન ! હું બહુ સુખમાં મરું છું. માવતરને ખોળે સૂતી સૂતી, એની સાથે છેલ્લી વાતો કરતી કરતી મરું છું ! ત્યારે રામ રામ !

લક્ષ્મી : ઇરા ! ઇરા ! ઇરા ! બેટા ચાલી ગઈ?

પ્રતાપ : ઓ પ્રભુ !



## પાંચમો પ્રવેશ

સ્થળ : અકબરનું મસલતખાનું.

સમય : મધ્યાહ્ન.

[અકબર હાથમાં કાગળ લઈને ઉત્તેજિત ભાવે ઓરડામાં ટહેલે છે. સામે મહારાજા માનસિંહ ઊભેલ છે.]

અકબર : શાબાશ માનસિંહજી ! તમારાથી શું ન બની શકે ? તમારાથી ન જિતાય એવો કોણ દુશ્મન છે ? પ્રતાપ સરખા ટેકીલા શત્રુને પણ તમે ડગાવી દીધો. પૃથ્વીસિંહ હજુ કેમ ન આવ્યા ?

[મહોબતખાં આવે છે.]

મહોબત : દિલ્હીશ્વરનો જય હો !

અકબર : મહોબત ! આજ આજ્ઞા આપી દો કે શહેરના પ્રત્યેક મહેલ પર રેશમી પતાકા ચડાવી દે, રાજ-

માર્ગો ઉપર સંગીતના જલસા થાય, દિલ્હીના વિશાળ ચોકમાં રજપૂતો અને મુસલમાનો મહેફિલો ઊજવે, મંદિરોમાં ને મસ્જિદોમાં ઇશ્વરની બંદગી થાય, આગ્રા નગરીમાં રોશની કરે, ને ગરીબોને છૂટે હાથે પૈસા વહેંચે! આજ તો રાણા પ્રતાપે અકબરની તાબેદારી સ્વીકારી છે. સમજ્યો મહોબત? જા જલદી.

મહોબત : જેવો જહાંપનાહનો હુકમ. ( જાય છે. )

[ પૃથ્વીરાજ આવે છે. ]

અકબર : (સામે જોઈને) પૃથ્વીરાજ! બહુ ખુશખબર! તમારે આ વિષય પર એક કવિતા તો લખવી જ પડશે.

પૃથ્વીરાજ : શા ખબર, જહાંપનાહ?

અકબર : રાણા પ્રતાપસિંહે શિર નમાવ્યું.

પૃથ્વીરાજ : આપ મશ્કરી તો નથી કરતાને?

અકબર : જુઓ આ પત્ર. ( પૃથ્વીરાજને પત્ર આપે છે. પૃથ્વીરાજ એ વાંચે છે. )

અકબર : માનસિંહજી! કહો જોઉં, રાણા પ્રતાપને શો જવાબ લખીશું?

માનસિંહ : લખીએ કે શહેનશાહની હજૂરમાં સુખેથી પધારો. મેવાડના રાણાને છાજતું સન્માન તૈયાર છે. ( સ્વગત) પરંતુ ઓ પ્રતાપ! આજ જે સન્માન તું ખોઈ બેઠો, એની પાસે આ નવું સન્માન કેવું શોભશે? સાચાં મોતીની સામે બનાવટી મોતી જેવું.

પૃથ્વીરાજ : જહાંપનાહ! આ પત્ર બનાવટી છે.

અકબર : ( ચમકીને ) શી રીતે જાણ્યું કે બનાવટી ?

પૃથ્વી : વિશ્વાસ નથી આવતો તેથી. હું અગ્નિને શીતળ, સૂર્યને શ્યામવર્ણ, કમળને કદરૂપ, અને સંગીતને કર્કશ કલ્પી શકું; પરંતુ પ્રતાપ આવો સંકલ્પ કરે એવું કલ્પી ન શકું; આ પ્રતાપના હસ્તાક્ષર જ નહિ !

અકબર : પ્રતાપસિંહના જ છે, પૃથ્વીરાજ ! કાલ સવારથી તે અધરાત સુધી તો આગ્રા નગરીમાં ઉત્સવ કરવાનો મેં હુકમ કાઢ્યો છે. બસ, જનાનામાં જાઉં છું—માનસિંહજી જોજો, ઉત્સવમાં ક્યાંય ખલેલ ન આવે.

[ ઉતાવળથી અકબર ચાલ્યો જાય છે. ]

માનસિંહ : શું ધાર્યું પૃથ્વીરાજ ?

પૃથ્વીરાજ : આપણી આશાનો છેલ્લો દીવો ઓલવાઈ ગયો. આજથી હવે શહેનશાહના સ્વેચ્છાચાર રોકાયા રોકાશે નહિ.

માનસિંહ : પૃથ્વીરાજ, તારો મનોભાવ હું સમજી ગયો છું. અકબર ઉપર કોપ કરવાનું કારણ છે. જો મેવાડ જઈને રાણાને ફરીવાર ઉશ્કેરવાની મરજી હોય તો હું તને નહિ રોકું—વાત બહાર નહિ પાડું.

પૃથ્વી : માનસિંહ ! તું મહાન છે.

[જાય છે.]

માનસિંહ : આ તેં શું કર્યું, પ્રતાપ ? આજ મેવાડનો સૂર્ય આથમી ગયો. આજ પહાડનું શિખર ખળભળી પડ્યું.

[ધીરે ધીરે જાય છે.]

❧

## છઠ્ઠો પ્રવેશ

સ્થળ : પૃથ્વીરાજના મકાનની ઓસરી.

સમય : પ્રાતઃકાળ

[બિકાનેર, મારવાડ, ગ્વાલિયર અને ચાંદેરીના રાજા તથા પૃથ્વીરાજ બેઠા છે.]

બિકાનેર : ચાલો ખુશરોજનો મેળો પણ પતી ગયો.

ગ્વાલિયર : હા, અને હરવખત બનતી રજપૂત સ્ત્રીઓની અપમાન–લીલા પણ પૂરી થઈ ગઈ.

ચંદેરી : (બિકાનેરરાજ પ્રતિ) તમે કાંઈક બોલો, ચૂપ કાં બેઠા ? શું વિચાર કરો છો ?

બિકાનેર : શું બોલું ?

ચંદેરી : એમની મુખમુદ્રા આજ બદલી ગઈ છે. કાંઈક નવાજૂની થઈ લાગે છે.

ગ્વાલિયર : લોકો વાત કરે છે કે આ વખત ખુશરોજના મેળામાં એક બનાવ બની ગયો, એ સાચી વાત ?

બિકાનેર : અરે સાંભળોને ગપ્પાં !

ગ્વાલિયર : ગપ્પાં ? ખુશરોજમાંથી પાછાં વળતાં બિકાનેરની ઠકરાણીના અલંકારોના ઝણકાર અમે અમારા મહેલમાં બેઠાં બેઠાં કાનોકાન સાંભળ્યા છે. વાહ ! કેવો સુંદર ધ્વનિ ! રીણીકી, ઝીણીકી, રિણિણિ ! આવા રણકારા દેશી દાગીનામાંથી નથી નીકળતા. દેશી દાગીના તો ઠિનિક, ઠિનિક, ઠિનિનિ બોલે. પણ આ તો રિણિણિ ઝિણિણિ રિણિણિ ! મોગલ કારીગરી વિના એ અવાજ ન નીકળે.

મારવાડ : હવે, આ વખતે રાણીસાહેબોના કેવાક સત્કાર થયા ? કહો તો ખરા !

બિકાનેર : સત્કાર તો ઠીક થયો'તો.

ગ્વાલિયર : પણ ઠીક એટલે કેવી રીતે ? સંભળાવો તો ખરા !

ચંદેરી : હા, હા, ચોખેચોખું કહી બતાવો ને ?

બિકાનેર : એ તો પોતાના રણવાસમાં જઈને પૂછી આવો, એટલે ખબર પડી જશે ! એટલું કહેજો કે સાચું બોલે ! સગા દીકરાના શિર પર હાથ રાખીને, ધર્મને સાક્ષી રાખીને બોલે !

[ લાલઘૂમ ડોળા ફાડતી જોશીબાઈ આવે છે. વાળ વિખરાયેલા છે ને વસ્ત્રો અસ્તવ્યસ્ત છે. એનો ભયાનક વેશ જોઈને બધાથી ઊભા થઈ જવાય છે. ]

જોશી : ( બન્ને હાથ ઊંચા કરી, સ્પષ્ટ સ્વરે )–હે રજપૂત રાજાઓ ! હે રજપૂત જાતિ ! હે ધર્મ ! આજ હું જોશીબાઈ, પૃથ્વીરાજની સ્ત્રી, કુળલાજ છોડીને તમારા તમામની સામે મારા કલંકની કથની કહેવા આવી છું. એ વાત મારા હૈયામાં હવે દાબી દબાતી નથી. મારું આખું અંગ સળગી ઊઠ્યું છે. સાંભળો ! હુંયે ખુશરોજના મેળામા ગઈ હતી. ત્યાંથી કેવી દશામાં પાછી વળી છું ? ગઇ હતી લાજઆબરૂ લઈને ! પાછી આવી એ ખોઈને ! અને એ માત્ર મારી એકલીની જ દશા નથી. સ્ત્રી બારમાસી વિષય-લીલામાંથી અરધી રજપૂતાણીઓ લાજઆબરૂ ખોઈને, અને અરધી ધર્મ ગુમાવીને પાછી વળી છે. આજ લાચાર બનીને આ કથની મારી જીભે મારે કહેવી પડે છે. હું

સાંભળતી હતી કે હિન્દુઓથી બીજું કાંઈ ભલે ન થાય પણ પોતાની સ્ત્રીઓનાં સતીત્વની રક્ષા કરવા તો એ પ્રાણ પણ કાઢી આપે તેવા છે. પણ આજ હું જોઉં છું કે હિન્દુઓ એ છેલ્લી શક્તિ પણ હારી ગયા. શું આજ રજપૂતાનામાં એક પણ મરદ ન રહ્યો ?

જોધપુર : કેમ નહિ ? રાણો પ્રતાપ છે ને ?

જોશી : ના, હવે એ પણ નથી. એ દેશભરની નીચતા વચ્ચે માથું ઊંચું રાખીને રાણો ઊભો હતો. આ કઢીચટ્ટા રાજપૂત કુલાંગારોની વચ્ચે એ એકલો જ ગર્વભરી ગરીબીને હૈયા પર ધરી ઊભો હતો. આજ મેં સાંભળ્યું કે એણે પણ અકબર પાસે માથું નમાવ્યું. આજ સુધી દેશની સતીઓ એનું નામ જપ્યા કરતી હતી. હવે એ પ્રતાપ મરી ગયો. હવે તો જ્યારે ધણી પણ પોતાની સ્ત્રીની રક્ષા ન કરી શકે, ત્યારે છેલ્લો ઉપાય એક આ ! ( કમ્મરમાંથી કટાર કાઢે છે ) કદાચ જો આથી હિન્દુઓની આંખો ખૂલે ! ( છાતીમાં કટાર ભોંકીને પડે છે.)

પૃથ્વી : જોશી ! જોશી ! આ શું કર્યું ?

[ જોશીની પાસે જાય છે. ]

જોશી : આઘા રહેજો ઠાકોર ! જાઓ, મારું અપમાન કરનારાના ચરણ ચાટો, એની ભાટાઈ કરો. જ્યારે હું જોઉં છું કે તમે અને ધર્મ જુદા પડ્યા છો, ત્યારે હું ધર્મને જ મારો કરીશ. તમે રક્ષા ન કરી શકયા, તો અમે સ્ત્રીઓ અમારે હાથે રક્ષા કરી લેશું.



## સાતમો પ્રવેશ

સ્થળ : ગિરિ–ગુફા. સમય : રાત્રિ

[પ્રતાપ અને લક્ષ્મી]

પ્રતાપ : મેહેરઉન્નિસા ક્યાં ?

લક્ષ્મી : રાંધે છે.

પ્રતાપ : મેહેર ઉપર તો મને દીકરી જેવું હેત આવે છે. હે પ્રભુ ! એના જેવી જ ગુણિયલ પુત્રવધૂ દેજે.

[ લક્ષ્મી ચૂપ રહે છે. ]

પ્રતાપ : જો, લક્ષ્મી, વળી આંસુ ? ઇરા દીકરી તો અમરધામમાં ગઈ છે. એનાં કલ્પાંત હવે હોય ?

લક્ષ્મી : નાથ ! (એટલું બોલીને રડી પડે છે.)

પ્રતાપ : અને આપણે પણ હવે કેટલા દિવસના મહેમાન, મારી વહાલી ? આવતી કાલે જ ઇરાની પાસે જઈ પહોંચશું–રો ના, લક્ષ્મી !

લક્ષ્મી : મને માફ કરો નાથ ! હવે હું નહિ રડું. તમે મારા ગુરુ છો, ને હું તમારી શિષ્યા છું—એટલું જ માગું છું કે હું તમારા લાયક શિષ્યા બની શકું.

[લક્ષ્મી જાય છે. ગોવિંદસિંહ આવે છે.]

ગોવિંદસિંહ : રાણા, આપ શરણે થયા એથી તો આગ્રાનગરીમાં ઉત્સવ થઇ ગયો; ઘેર ઘેર નોબતો ગડગડી; જલસા થયા; મહેલેમહેલ ઉપર રંગીન વાવટા ફરકયા; અને

રાજમાર્ગ પર રોશની પ્રગટી. રાણાજીને ભારી માન મળ્યાં કહેવાય !

પ્રતાપ : (ફિક્કું હાસ્ય કરીને) હા બાપ ! ખરેખરાં માન મળ્યાં !

ગોવિંદસિંહ : અને પાદશાહે રાજકચેરીમાં પોતાને જમણે પડખે રાણાનું આસન મંડાવ્યું છે !

પ્રતાપ : વાહ ! પાદશાહની બેહદ કૃપા.

[ શક્તસિંહ આવે છે. ]

શક્ત : ક્યાં ? મોટાભાઈ ક્યાં ?

પ્રતાપ : કોણ ? શક્તો ?

શક્ત : હા મોટાભાઇ ! મોગલોની સામે યુદ્ધમાં તમારી વહાર કરવા આવ્યો છું.

પ્રતાપ : હવે જરૂર નથી, શક્તા ! મેં મોગલોની મહેરબાની માગી લીધી છે.

શક્ત : તમે ? અકબરની મહેરબાની માગી, ભાઈ !

પ્રતાપ : શક્તા, હવે અકબર સાથે મારે કજિયો નથી રહ્યો. જાવા દે મેવાડને, જાવા દે ચિતોડને, જાવા દે કોમલમીરને !

શક્ત : પણ પૃથ્વીરાજ હસશે.

પ્રતાપ : હસવા દે.

શક્ત : મારવાડ અને ચાંદેરીના ધણી હસશે.

પ્રતાપ : હસવા દે.

શક્ત : માનસિંહ હસશે.

પ્રતાપ : હસવા દે. બીજું શું થાય ?

શક્ત : ભાઇ, તમારે મુખે આ વાત સાંભળવી પડશે, એ તો સ્વપ્નેયે નહોતું ધાર્યું.

પ્રતાપ : શું કરું, ભાઈ! બધા દિવસ કાંઇ સરખા જાય છે ?

શક્ત : હુંયે એ જ કહું છું કે બધા દિવસ કાંઈ સરખા જાય છે! અત્યાર સુધી મેવાડના દુઃખના દિવસો ગયા. હવે સુખના આવશે. હું એ નિશાન કરીને આવ્યો છું.

[પ્રતાપ ચૂપ રહે છે.]

શક્ત : તમને ખબર છે ભાઇ ! આંહીં આવતા પહેલાં મેં ફિનશરાનો કિલ્લો હાથ કર્યો છે.

પ્રતાપ : તેં ? લશ્કર ક્યાંથી કાઢ્યું ?

શક્ત : લશ્કર ? રસ્તામાંથી ભેળું કર્યું. જ્યાં જ્યાં ગયો, ત્યાં ત્યાં હાક દેતો ચાલ્યો કે, 'હું પ્રતાપનો ભાઈ શક્તસિંહ પ્રતાપની વહારે ચડયો છું. ચાલો જેને આવવું હોય તે!' એ સાંભળીને ધણી પોતાની બાયડીને છોડી બહાર આવ્યો; બાપ બેટાને મેલી ચાલી નીકળ્યો; કંજૂસ પૈસાને ફેંકી આવી પહોંચ્યો; માર્ગ પરના મજૂરે માથેથી બોજો ફગાવીને હથિયાર સજ્યાં; અરે લંગડાં હતાં તે ટટ્ટાર બની છાતી કાઢીને ઊભાં રહી ગયાં ! મોટાભાઇ! તમારા નામમાં શું જાદુ ભર્યું છે તે તમે નથી જાણતા; હું જાણું છું.

[ભામાશા પૃથ્વીરાજને લઈને અંદર આવે છે.]

પૃથ્વીરાજ : રાણો ક્યાં ?

પ્રતાપ : કોણ ? પૃથ્વી ? તું આંહી ક્યાંથી ?

પૃથ્વીરાજ : પ્રતાપસિંહ ! તમે શુ અકબરનું શરણ સ્વીકાર્યું ?

પ્રતાપ : હા પૃથ્વીરાજ !

પૃથ્વીરાજ : હાય હતભાગી હિંદ ! આખરે પ્રતાપે પણ તને રઝળતું મેલ્યું. પ્રતાપ ! અમે તો ઊખડી ગયા, ગુલામ બન્યા, છતાં એક તો સાંત્વન હતું કે પ્રતાપનાં ગૌરવ ગાઇ શકત, બોલી શકત કે આ ચોપાસની પાયમાલીની અંદર એક પ્રતાપનું માથું પાદશાહની આગળ નથી નમ્યું. આજ તો હિન્દુનો એ આદર્શ પણ ગયો !

પ્રતાપ : શરમ નથી આવતી પૃથ્વી ! કે તું, તારો ભાઈ બિકાનેરપતિ અને ગ્વાલિયર મારવાડના ધણી નીચ વિલાસમાં પડી ત્યાં બેઠા બેઠા પાદશાહની ભાટાઈ કરો, અને આશા રાખો કે આખા રાજપૂતાનામાં એકલો હું જ બે મૂઠી અનાજ ફાકતો ફાકતો—રે એટલું પણ સુખ પામ્યા વિનાનો તમારા માટે ગૌરવ ગાવાનો આદર્શ ખડો કર્યા કરું ?

પૃથ્વીરાજ : સાચી વાત પ્રતાપ ! પામર રીંછડાને તો મદારી રમાડી શકે; પણ કેસરી તો એકલો જ બેઠો બેઠો કોઇ ઉજ્જડ ગુફામાં ગૌરવથી ગરજ્યા કરે ! દીવા તો ઘણા હોય, પણ સૂર્ય બે નથી હોતા. હરિયાળી ધરતીને માનવી હળથી વીંધે, પગ નીચે કચરે, પણ ઊંચો પહાડ તો ગરીબીમાં પણ ગર્વભર્યો માથું ઊંચું રાખીને બેસે. પ્રતાપ ! સંસારી તો પોતાનાં ક્ષુદ્ર સુખદુઃખ, ક્ષુદ્ર ભોગ-

વિલાસ કે ક્ષુદ્ર ગરીબીમાં ડૂબેલ પડયો જ હોય ! પરંતુ વચ્ચે વચ્ચે કોઇ ભસ્મધારી, જટાધારી, ઉપવાસી, સિદ્ધ સંન્યાસી આવીને એ સંસારીને નવાં તત્ત્વો, નવી નીતિ ને નવો ધર્મ શીખવી જાય. અત્યાચારીનાં ખુલ્લાં ખડગ તો એવા સંન્યાસીની સત્ય-જ્યોતને ઊલટી વધુ વિસ્તારે; કારાગારના અંધકાર તો એના મહિમાને ઔર ઉજ્જવલ બનાવે; અગ્નિની ભડભડતી જ્વાલાઓ તો એની કીર્તિને વધુ પ્રસારે ! રાણા ! તું એવો સંન્યાસી છે. તું ઊઠીને આજ મસ્તક નમાવીશ ?

પ્રતાપ : રાજપૂતો એક થાય તો પરદેશીઓનાં સિંહાસન કેટલા દિવસ ટકે ? પરંતુ વીશ વીશ વરસ સુધી મેં એકલે હાથે જુદ્ધ ખેડયાં; એક પણ રજપૂત રાજાએ મારે ખાતર કે દેશને ખાતર આંગળી પણ ઊંચી ન કરી ! ધૂળ પડી ! પૃથ્વી ! આજ હું ખળભળી ગયો, મારું સર્વસ્વ હરાયું, મારા પરિવારનો શોક મારા પર છવાઇ ગયો ! મારી દીકરી ઇરા મરી ગઈ—લાંઘણોથી ને જંગલની શરદીથી એનો જીવ ગયો. હવે હું એનો એ પ્રતાપ નથી. હવે તો રહ્યું છે માત્ર મારું હાડપિંજર.

પૃથ્વી અને શક્ત : (એક સાથે) હેં ! ઇરા ગઇ !

પ્રતાપ : ઇરા ગઇ ! ગરીબીનો હિમ પડ્યો, એ વનવેલી બળી ગઇ.

પૃથ્વીરાજ : અરે પ્રભુ ! મહત્તાની આ દશા ! પ્રતાપ ! હું પણ તમારા જેવો જ દુઃખિયો થઈ પડયો. તમે મહાન અને

હું નીચ, છતાં આપણાં દુઃખ તો સમાન છે! મારી જોશી હવે આ દુનિયામાં નથી.

પ્રતાપ : શું જોશી નથી?

પૃથ્વીરાજ : ના, નથી. આ નરાધમને છોડીને એ ચાલી નીકળી.

પ્રતાપ : શી રીતે એનું મોત થયું?

પૃથ્વીરાજ : પ્રતાપ, મારી એ કલંકકથા સાંભળવી છે? સાંભળો; ખુશરોજના મેળામાં મારી એ નવોઢા પત્નીને નોતરું આવ્યું; એની મરજી વિરુદ્ધ મેં એને ત્યાં મોકલી. છેવટે ઘેર પાછા આવીને આખા ક્ષત્રિય દાયરાની સમક્ષ, પોતાની છાતીમાં કટાર ભોંકીને એણે પ્રાણ કાઢી નાખ્યા.

ગોવિન્દસિંહ : આ વાત સાંભળ્યા પછી પણ રાણો માથું ઢાળી રાખશે કે?

પ્રતાપ : શું કરું? મારી પાસે કાંઇ ન રહ્યું! હું એકલો શું કરું? મારી પાસે સૈન્ય નથી. પૂરા પાંચ યોદ્ધા પણ ન મળે.

શક્ત : હું નવું સૈન્ય જમાવીશ.

પ્રતાપ : દ્રવ્ય હોત તો વળી નવું સૈન્ય ખડું કરત. પણ ખજાનો ખાલી પડયો છે.

ભામાશા : ખાલી નથી. દ્રવ્ય છે રાણા!

પ્રતાપ : શું બકો છો કામદાર? દ્રવ્ય છે? ક્યાં છે? કામદાર! તમે રાજનો હિસાબકિતાબ રાખો છો કે નહિ? ખજાનામાં એક દુકાની પણ નથી!

ભામાશા : વાત સાચી; પણ દ્રવ્ય છે, રાણા!

પ્રતાપ : અરે ભામા ! તમે આટલા બધા બોલકા કાં થઈ ગયા ? કે શું ડાગળી ખસી ગઈ છે ? ક્યાં છે પૈસા ?

ભામાશા : રાણા, ચિતોડના સારા દિવસો હતા ત્યારે મારા વડવાઓએ રાણાનું કારભારું કરી કરીને અઢળક ધન જમાવેલું. એ ધન અત્યારે આ સેવકના હાથમાં છે. આજ્ઞા આપો તો એ તમામ ધન આપને ચરણે મેલી દઉં.

પ્રતાપ : અઢળક ધન એટલે કેટલું ?

ભામાશા : ચમકી જશો મા, રાણા ! વીસ હજાર લડવૈયાને ચૌદ વરસ નભાવી શકાય તેટલું.

[બધા વિસ્મય પામી એકબીજા સામે જુએ છે.]

પ્રતાપ : કામદાર ! તમારી રાજભક્તિને ધન્યવાદ દઉં છું ! પરંતુ સેવકને અર્પેલું ધન ફરી પાછું લેવું, એ મેવાડના રાણાની રીત નથી. એ દ્રવ્ય તો તમને મારા પૂર્વજોએ ભોગવવા દીધું છે, માટે ભોગવો !

ભામાશા : મારા ધણી ! એવા દિવસોયે આવે કે જ્યારે ચાકરની પાસેથી લેવું એમાં એબ ન ગણાય. આજ મેવાડને આંગણે એવા દિવસ આવી ઊભા છે. એક વાર સંભારો પ્રતાપ ! લાંછિત હિન્દી નારીઓને. વિચારી જુઓ કે હવે આપણે હાથ શું રહ્યું છે ? દેશ ગયો, ધર્મ ગયો, બાકી રહ્યું એક સ્ત્રીઓનું સતીત્વ ! આ પણ જાય છે ! રાણાજી ! રક્ષા કરો ! આ દ્રવ્ય હું તમને નથી દેતો, પણ ફક્ત તમારા હાથમાં સોંપું છું.

શક્ત : દેશને ખાતર (પગમાં પડે છે.) આ દાન સ્વીકારો, મોટાભાઈ!

પ્રતાપ : તો ભલે !

પૃથ્વીરાજ : બસ, બીક નથી. સૂતેલો શાર્દૂલ જાગ્યો છે ! ભામાશા, પુરાણુમાં વાંચ્યું છે કે દૈત્યો સાથે લડવા માટે ઇંદ્રનું વજ્ર બનાવવા દધિચિએ પોતાનાં હાડકાં દીધેલાં. પણ તે તો સતજુગની વાત. આ કળિકાળમાંયે એવું બને, એ તો હું અત્યાર સુધી નહોતો જાણતો.

શક્ત : મોટાભાઈ ! હું જાઉં છું સૈન્ય ભેળું કરવા. આજથી એક મહિનાની મુદતમાં વીશ હજાર યોદ્ધાઓની બંદૂકોના ભડાકાથી રાજસ્થાન ગાજી ઊઠશે.

પૃથ્વીરાજ : ઊભો રહે. હું પણ આવું છું. જય મા ભવાની !

બધા : જય મા ભવાની !

[ જવનિકા પતન ]



# અંક પાંચમો

## પહેલો પ્રવેશ

સ્થળ : માનસિંહનું ઘર.

સમય : સંધ્યા.

[માનસિંહ અને મહોબત]

માનસિંહ : શું ? શક્તસિંહે આપણા વેપારનું મથક માલપુરા ભાંગ્યું ?

મહોબત : હા મહારાજ !

માનસિંહ : જબરી હિમ્મત !

મહોબત : બીજી બાજુ પ્રતાપસિંહે પણ કોમલમીર હાથ કરીને ત્યાં ગઢ બાંધી લીધો.

માનસિંહ : જા, તું દશ હજાર મોગલો લઈને ફિનશરાના કિલ્લા પર છાપો માર. વધુ લશ્કર હું મોકલું છું.

મહોબત : જેવો હુકમ ! (જાય છે.)

માનસિંહ : મેવાડનું આ યુદ્ધ કેટલું અદ્‌ભુત ! કેટલાં પરાક્રમ ! કેવા દાવપેચ ! મોગલ સેનાપતિ શાબાજની ટુકડીને તો પ્રતાપે વંટોળિયાની માફક આવીને

ઉડાડી વેરી નાખી. શાબાશ પ્રતાપ! તારા સરખો વીર આજ ભારતવર્ષમાં નથી. તારી સાથે, તારા ઘર સાથે જો મારું સગપણ બંધાયું હોત તો મારું ગૌરવ ને મારી કુળ-આબરૂ કેટલાં બધાં વધી જાત! પણ અત્યારે તો અમારું ભાગ્યચક્ર ફરવા લાગ્યું છે. તારું માથું ધડથી નોખું પડી શકશે, પણ નમવાનું તો નહિ જ. અને હું જેમ જેમ આ યવનોની જાળમાંથી છૂટવા ફાંફાં મારું છું, તેમ તેમ વધુ અટવાતો જાઉં છું. મુસલમાની પ્રથા પર મારો વધતો જતો અભાવ પાદશાહ વર્તી ગયા છે. એટલે જ એ સલીમ અને રેવાના લગ્નની નવી જાળમાં મને ઝકડી રહેલ છે, ને એ રીતે સલીમે મને કરેલો જખમ પણ રૂઝવવા ચાહે છે. કેવો કાબેલ અને ઊંડો રાજનીતિજ્ઞ આ અકબર!

[રેવા આવે છે.]

રેવા : મોટાભાઈ!

માનસિંહ : કોણ? રેવા?

રેવા : ભાઈ—

માનસિંહ : કેમ રેવા?

રેવા : મારો વિવાહ કરો છો?

માનસિંહ : હા.

રેવા : કુમાર સલીમની સાથે?

માનસિંહ : હા બહેન.

રેવા : એમાં તમારી સંમતિ છે?

માનસિંહ : મારી સંમતિ અસંમતિનો સવાલ ક્યાં છે? પાદશાહની એવી ઇચ્છા છે. એની ઇચ્છા એ જ આજ્ઞા.

રેવા : ત્યારે આ વિવાહમાં તમારી અનુમતિ નથી?

માનસિંહ : ના.

રેવા : તો પછી એ વિવાહ નહિ થઇ શકે.

માનસિંહ : એ તું શું બોલી રેવા? આ તો પાદશાહની ઇચ્છાની વાત છે.

રેવા : પાદશાહની ઇચ્છા જગત આખાને જીતી શકે, પણ રેવા તો એના જગતની બહાર છે! આ વિવાહ નહિ થઇ શકે.

માનસિંહ : એ તું શું બોલી રેવા? હું કોલ દઇ આવ્યો છું.

રેવા : કોલ દઈ આવ્યા છો? મને એક વખત પૂછ્યા પણ વિના? સ્ત્રીજાત શું એટલી બધી પામર તે એને પૂછ્યા વિના, ઢોરની માફક એને ચાહે તેના હાથમાં સોંપી દો?

માનસિંહ : પરંતુ, મેં તારા ભવિષ્યના સુખને ખાતર જ આ કોલ દીધો છે.

રેવા : ત્યારે બાદશાહની બીકથી નહિ કે?

માનસિંહ : ના.

રેવા : તો પછી આ વિવાહમાં તમારી સંમતિ છે ને?

માનસિંહ : હા.

રેવા : બસ ત્યારે! હવે મને વાંધો નથી.

માનસિંહ : ત્યારે શું તારું મન નથી, રેવા?

રેવા : તમારો વિચાર થયો છે, તો પછી મારું મન હોય કે ન હોય તેની શી પરવા? તમે મારા હિતેચ્છુ છો. હું તો સમજું છું કે મારી ફરજ તમારી ઇચ્છાને અનુસરવાની છે. જે તમારો મત તે જ મારો.

માનસિંહ : રેવા, આ વિવાહથી તું સુખી થઇશ.

રેવા : તો તેટલો લાભ! કારણ, આશા તો નથી રાખી.

માનસિંહ : (સ્વગત) આ બહેનના જેવો તો સ્વભાવ ક્યાંય ન જોયો! આટલી બધી ઉદાસીન, આટલી અનાસક્ત, આટલી કર્તવ્યપરાયણ! જો, ગાવા લાગી. કેમ જાણે કાંઇ બન્યું જ ન હોય ને! કેવો સ્વર્ગીય સ્વર! ઠીક! હવે રાજસભામાં જાઉં.

[માનસિંહ ઉદાસીભર્યો ઓરડામાંથી ચાલ્યો જાય છે. થોડી વારે રેવા ગાતી ગાતી ફરીવાર એ ઓરડામાં થઈને ચાલી જાય છે.]

[રાગ માઢ]

મારા દેવળમાં પડઘા પડે, મારો ક્યાં હશે દેવળ—નાથ!
મારી આરતીના દીવડા બળે, મારે જાગવું માઝમ રાત!

જાપ જપું જેના, એ જ મળે તો
મુજ સૂના મંદિરની મોઝાર,
રાત દિવસ એની ધોવા ચરણ-રજ
રેડું આંસુડાંની ધાર,
રે છેડું ઝાલરના ઝણકાર—મારા દેવળમાં૦

એને કાજે વીંધીશ રણવગડા,
વીંધીશ સાત પાતાળ.
વીંધું દાવાનળ, વાદળ, જળ થળ
દાનવના દરબાર
રે સાતે જનમ સેવું એના ભાર—મારા દેવળમાં૦

જાપ જપું જેના એ ન ચાહે કદી
તોય નથી મારે દુઃખ !
રાંક હૃદય કેરી આપીશ આશિષ,
સાંપડજો સાચાં સુખ !
રે એને મળજો મીઠેરાં મુખ—મારા દેવળમાં૦

એક દિવસ એની પ્રીત ભુલાશે,
કાળ પડયો આ પ્રચંડ,
એક સ્થળે મારી આશા ઓલાશે
ધરતી પડી નવ-ખંડ !
રે દેવા પ્રીતિના દોયલા દંડ—મારા દેવળમાં૦



## બીજો પ્રવેશ

સ્થળ : ફિનશરાના કિલ્લાની અંદર

સમય : પ્રભાત.

[શસ્ત્રધારી શક્તસિંહ એકલો ફરે છે.]

શક્ત : બસ હત્યા ! હત્યા ! હત્યા ! બીજી વાત નહિ ! આ જગત એક કસાઇખાનું જ છે. ધરતીકંપથી,

જળપ્રલયથી, બિમારીથી, ને બુઢ્ઢાપણથી બસ જગતભરમાં કેટલી હત્યા ચાલી રહી છે ! તે ઉપરાંત વળી આપણે બધા એટલી હત્યાથી ન ધરાયા તે યુદ્ધ, ખુનામરકી, લાલસા ને ક્રોધ વડે આ વિશ્વપ્લાવી રક્તપૂરના પ્રચંડ પ્રવાહને ઔર પ્રબળ બનાવીએ છીએ. પાપ ? આપણે હત્યા કરીએ તે પાપ, અને ઇશ્વરની આ ભીષણ જલ્લાદગીરી એ કાંઈ નહિ ? વળી સમાજની અંદર માણસ માણસને કાપી નાખે એનું નામ હત્યા : અને યુદ્ધમાં હત્યા થાય એનું નામ વીરત્વ ! વાહ ! મનુષ્ય પણ કેવી ફાંકડી ધર્મનીતિ રચી બેઠો છે ! (દૂર તોપ ગર્જે છે.) લ્યો, વળી શરૂ થઈ—આ હત્યા ! એો પડ્યો મોતનો સાદ !—એો ફરીવાર !

[આકુળવ્યાકુળ કિલ્લેદાર આવે છે.]

શક્ત : શા સમાચાર ?

કિલ્લેદાર : પ્રભુ ! કિલ્લાની પૂર્વ દિશાની દીવાલ તોડી નાખી; હવે ઇલાજ નથી.

શક્ત : કિલ્લો ઘેરાયાના ખબર રાણાજીને મોકલેલા તેનો કાંઇ જવાબ ?

કિલ્લેદાર : ના.

શક્ત : ત્યારે સજ્જ કરો સૈન્યને ! બસ જૌહર કરીએ !

[ કિલ્લેદાર જાય છે. ]

શક્ત : મહોબતખાં યુદ્ધનો ખેલાડી ખરો ! કિલ્લાની પૂર્વ દિશાની દીવાલ, જે સૌથી મજબૂત, એની જ ખબર

લીધી ! કુછ પરવા નહિ ! મોતના તેડાની તો ક્યારનોયે વાટ જોઇને બેઠો છું. પણ સલીમ ! બદલો લેવો રહી ગયો.

[ છૂટા કેશવાળી અસ્તવ્યસ્ત વસ્ત્રવાળી દૌલતઉન્નિસા દાખલ થાય છે. ]

શક્ત : કોણ, દૌલત ? અત્યારે આંહીં કેમ ?

દૌલત : આટલા વહેલા વહેલા ક્યાં ચાલ્યા ?

શક્ત : મરવા ! બસ, જવાબ મળી ગયો ને ? તો જાઓ હવે અંદર ! અરે, થંભી કાં ગઇ ? સમજાયું નહિ ? સાંભળ ફરી વાર, બરાબર સમજાવું. પહેલી વાત : જાણે મોગલસૈન્યે હલ્લો કર્યો છે, તે તો જાણે છે ને ?

દૌલત : જાણું છું.

શક્ત : બહુ સારું ! હવે એ બધા લગભગ કિલ્લો જીતવાની અણી પર છે. બીજી વાત : રાજપૂત જાતિની પ્રથા એવી છે કે કિલ્લો દુશ્મનને હાથ દેતાં પહેલાં પોતાના પ્રાણ દઈ દેવા. એટલે અમે હવે લશ્કર લઈ, બહાર જઈ, યુદ્ધ કરી મરવાના. ( તોપ ગર્જે છે. ) જો, સાંભળ્યું કે ? હવે રસ્તો છોડ, જવા દે.

દૌલત : ઊભા રહો, હું પણ આવું છું.

શક્ત : તું આવે છે ! યુધ્ધક્ષેત્રમાં ! ઓ દૌલત ! યુધ્ધક્ષેત્ર કાંઈ પ્રેમી યુગલને પોઢવાની પથારી નથી હો ! એ તો છે મોતને ખેલવાનું મેદાન !

દૌલત : મને પણ મરતાં આવડે છે, મારા વહાલા !

શક્ત : એમ તો દિવસમાં દસ વાર મરો છો ! પણ

આ મોત એવું સહેલું નથી. આ મરવું એ માનિની સ્ત્રીના અશ્રુપાત સમું નથી. આ મોત તો છે કઠોર! ટાઢુંબોળ! અચલ!

દૌલત : એ જાણું છું. પરંતુ હું મોગલની બેટી છું. મોતથી ડરતી નથી. અમે મેદાનેજંગનાં છેક અજાણ્યાં નથી. મારે આવવું જ છે.

શક્ત : (વિસ્મય સાથે એની સામે થોડીવાર જોઈ રહે છે.) કેમ? એકાએક મરવાની આટલી બધી ઇચ્છા ક્યાંથી થઈ ગઇ? હજુ તો ફૂટતી જુવાની છે; થોડા રોજ જિંદગી માણી લે ને?

[ દૌલતનું મુખમંડળ તત્કાળ લાલ બની જાય છે. ]

શક્ત : સમજાયો—એ દૃષ્ટિપાતનો સર્મ સમજાઈ ગયો. તું એમ કહેવા માગે છે કે, 'કેટલી તમારી નિષ્ઠુરતા! અને તમને હું કેટલા બધા ચાહું છું!' વાત ખરી દૌલત! પણ તો પછી શક્તસિંહ કરતાં બીજા અચ્છા મરદો દુનિયા પર ક્યાં ઓછા છે?

દૌલત : (શક્તસિંહની તરફ ડોક ઢાળી ઊભી રહે છે. પછી કહે છે.) પ્રભુ! પુરુષની પ્રીતિ કેવી હોય તે તો મને નથી માલૂમ. પરંતુ સ્ત્રી તો જીવનમાં એક જ વાર પ્યાર કરી જાણે છે. પુરુષનો પ્રેમ દેહની લાલસા પૂરતો જ હોઈ શકે, પરંતુ સ્ત્રીઓની તો નસેનસમાં ભરેલો એ ધર્મ છે. બિચારી તરછોડાય, દૂર ઠેલાય, નિરાશ થાય, છતાં એનો પ્રેમ તો ધ્રુવના તારા સમો અવિચળ જ રહે.

શક્ત : આ તો ભગવદ્ગીતાની પરડ આદરી ! બહુ સારું લે ! જો એમ જ હોય તો થા તૈયાર. મરવાની હિંમત હોય તો ચાલ સાથે ! બોલ, કયા સાજ સજીને મરવાનું મન છે ? [દૂર તોપ ગગડે છે.]

દૌલત : શૂરવીરનો સાજ સજીને ! તમારે પડખે યુદ્ધ કરતી કરતી મરીશ.

શક્ત : (લગાર હસીને) જીભના યુદ્ધ ઉપરાંત બીજું એકેય યુદ્ધ આવડે છે દૌલત ?

દૌલત : યુદ્ધ કદી કર્યું તો નથી, પણ તલવાર ધરતાં મને આવડે છે. હું મોગલની બેટી છું.

શક્ત : વાહ વાહ ! પધારો ત્યારે, ચામડાનું બખ્તર પહેરી આવો ! પણ યાદ રાખજે, દૌલત ! કે તોપોના ગોળા આવીને આશકની માફક ચુંબન નથી કરતા હો ! જાઓ, શૂરવીરનો સાજ સજી આવો.

[ દૌલત જાય છે. જ્યાંસુધી એ દેખાતી બંધ ન પડી ત્યાંસુધી શક્તસિંહ એની સામે જોઈ રહે છે. ]

શક્ત : ખરેખર શું આ મારી સાથે મરવા આવે છે ? સાચેસાચ શું સ્રીજાતિનો પ્રેમ કેવળ વિલાસ નથી ? કેવળ સંભોગ નથી ? આણે પણ એક નવું ધાંધલ મચાવ્યું !

[કિલ્લેદાર આવે છે.]

શક્ત : કેમ ? સૈન્ય તૈયાર છે ?

કિલ્લેદાર : હા મહારાજ.

શક્ત : ચાલો ત્યારે.

[બન્ને બહાર જાય છે.]

દશ્યાન્તર

સ્થળ : ફિનશરાના કિલ્લાની દીવાલ. સમય : પ્રભાત.

[દીવાલ ઉપર શક્તસિંહ અને બખતરધારી દૌલત ઊભાં છે.]

શક્ત : (આંગળી ચીંધાડીને) જોયું પેલું દુશ્મનોનું લશ્કર ? આપણે એનો વ્યૂહ ભેદવાનો છે. બની શકશે કે ?

દૌલત : બની શકશે.

શક્ત : ચાલો ત્યારે, ઘોડા તૈયાર છે. આ યુદ્ધમાં મોત તો નક્કી જ છે, એ જાણે છે કે ?

દૌલત : જાણું છું.

શક્ત : ચાલો ત્યારે. કાં ? વાર કાં લગાડ ? ભય લાગે છે ?

દૌલત : ભય ? તમારે પડખે ઊભી છું, અને ભય ? તમને મોતના મોઢામાં જોઈ રહી છું, છતાં ભય ? મારું સર્વસ્વ હારવા બેઠી છું તે ઘડીએ ભય ? આટલા દિવસ તો મારા પર વહાલ આણ્યું નહિ; પણ મને આશા હતી કે કદાચ એક દિવસ–કદાચ સ્નેહ–ગદ્‌ગદ સ્વરે મને ‘ મારી દૌલત ’ કહીને બોલાવશો; એ આશાએ તો આ જિંદગી ટકાવી રાખેલી. એ આશાની પણ આજે તો કબર ખોદાવા લાગી છે, છતાં ભય ?

શક્ત : વાહ વાહ ! ચાલો ત્યારે.

દૌલત : ચાલો ત્યારે. (એટલું બોલીને શક્તસિંહના બે હાથ ઝાલી બરાબર એની સન્મુખ ઊભી રહે છે.)

શક્ત : કેમ વળી ?

દોલત : વહાલા, આજ મરવા ચાલ્યાં છીએ. મરતા પહેલાં, આ શત્રુ–સૈન્યની સામે, આ વિરાટ કોલાહલની વચ્ચે, જીવનમરણના આ મિલનસ્થાને, મરતાં પહેલાં એક વાર બોલો કે, 'ચાહું છું.'

[નેપથ્યમાં યુદ્ધનો શોરબકોર વધુ પ્રબળ બને છે.]

શક્ત : દોલત ! પહેલેથી જ મેં નહોતું કહ્યું કે રણમેદાન એ પ્રેમીની પથારી નથી ?

દોલત : જાણું છું નાથ ! છતાં અભાગિની દોલતની એક જ—એક છેલ્લી જ માગણી સ્વીકારો. મારા પ્રિયજન, વિલાસ, મોજશોખ, તમામને છોડી હું તમારે આશરે આવી. અત્યાર સુધી એક વાર, બસ આ એક જ ઉચ્ચાર સાંભળવાની ઝંખના હતી; પણ ન સંભળાયો. આજ મરતા પહેલાં આ ઝંખના મિટાવો. બોલો, એ હાથ પકડીને બોલો કે 'ચાહું છું.'

શક્ત : અત્યારે એનો સમય છે ?

દોલત : અત્યારે જ સમય છે ! જુઓ તો ! સૂર્ય ઊગે છે. (તોપ ગર્જે છે.) સાંભળો તો ! આ મૃત્યુની ઘોર ગર્જના થાય છે. વાહ, કેવો સુંદર સમય ! પછવાડે જીવન અને સન્મુખે મરણ ! હવે એક વાર બોલો 'ચાહું છું.' જે વાત કદીયે બોલ્યા નથી, જે સુધાપાન કદીયે કરાવ્યું નથી, જે ઉદ્‌ગાર સાંભળવા માટે ભૂખીતરસી આટલા દિવસ નિષ્ફળ આશા રાખી બેઠી હતી—એ ઉદ્‌ગાર બસ એક વાર કાઢો; મરતા

પહેલાં એક વાર બોલો કે, 'ચાહું છું.' પછી હું સુખથી મરી જઈશ.

શક્ત : દૌલત ! આ શું ? મારી આંખોમાં આંસુ કાં આવે ? દૌલત ! ના, નહિ બોલી શકાય.

દૌલત : બોલો; (શક્તસિંહના ચરણ ઝાલે છે.) બોલો, એક વાર બોલો.

શક્ત : વિશ્વાસ આવશે ? આજ—

[શક્તસિંહનું ગળું આંસુથી રુંધાય છે.]

દૌલત : વિશ્વાસ ! તમારા પર વિશ્વાસ નહિ ? જેને ચરણે આખું જીવતર ધરી દીધું તેના પર હવે વિશ્વાસ નહિ ? કદાચ તમે જૂઠું બોલો તોયે શું ? ન તો હું સવાલ કરીશ, ન શંકા ઉઠાવીશ, કે ન શબ્દો તોળવા બેસીશ. જિંદગીભર જે ન કર્યું તે શું આજે, કાળની સામે કરવા બેસીશ ? અને જો પૂછો કે મેં શા માટે એ ઉચ્ચાર સાંભળવાની આટલી ઇચ્છા કરી, તો એનો ઉત્તર એક : કે હું સ્ત્રી છું—સ્રીના જીવતરની આ એક જ ઇચ્છા ! એ ઇચ્છા જીવતરમાં પૂરી ન થઈ, તો આજે મરતાં મરતાં એક વાર એ સાંભળીને મરીશ—સુખથી મરીશ. બોલો—

શક્ત : દૌલત ! તું શું આટલી બધી સુંદર ! તારે મુખે કેવું આ સ્વર્ગીય જ્યોતિ ! તારા અવાજમાં કેવો આ મધુર ઝંકાર ! આટલા દિવસ મેં એ કેમ ન જોયું ? હું મૂર્ખ ! હું અંધ ! અરે હું સ્વાર્થી ! જગત આખાને આટલા દિવસ સ્વાર્થમય જ જોતો રહ્યો—તેમાં આ તો

કદીયે નહોતું ધાર્યું. દૌલત ! ઓ દૌલત ! તેં આ શું કર્યું ? મારા જીવનમાં વ્યાપેલા ધર્મને, મારી નસેનસમાં પેસી ગયેલી માન્યતાને, મારા ધર્મની અંદર ઠસેલા વિશ્વાસને— બધાંને તેં તો ભાંગીને ચૂરા કર્યા. પરંતુ આટલું બધું મોડું ?

દૌલત : બોલો કે, 'ચાહું છું !' ઓ, જુઓ રણશીંગાં વાગ્યાં ! હવે મોડું ન કરો. બોલો નાથ. (ફરી પગ પકડે છે.) એક વાર—એક વાર—

શક્ત : હાં દૌલત ! ચાહું છું, સાચેસાચ ચાહું છું. પ્રાણ ખોલીને ચાહું છું. આટલા દિવસ મારા પ્રાણને દરવાજે કોણે એ શિલા ચાંપી રાખેલી ? આજે એ શિલા તેં ખસેડી નાખી ! દૌલત, પ્રાણેશ્વરી ! અરે ! મારા મોઢામાં આજ આવા ઉચ્ચાર !—આજ તો બાંધી રાખેલો જળધોધ છૂટ્યો છે, હવે એ રોકયો રોકાતો નથી. દૌલત ! તને ચાહું છું. કેટલી બધી ચાહું છું તે બતાવવાનો અવસર તો હવે મળવાનો નથી, દૌલત ! આજ તો મરવા ચાલ્યાં ! રે ! પ્યારનો આંહીં જ આરંભ, ને આંહીં જ શું અંત !

દૌલત : ત્યારે હવે એક ચુંબન આપો—છેલ્લું ચુંબન—

શક્ત : (દૌલતને છાતીએ ચાંપીને ચુંબન કરે છે. પછી ગદ્‌ગદ સ્વરે કહે છે) દૌલતઉન્નિસા !

દૌલત : હવે બસ ! આ અતિ મધુર મુહૂર્ત છે ! અતિ મધુર સ્વપ્ન ! મરતા પહેલાં એ તૂટી ન પડે—માટે ચાલો, યુદ્ધના તરંગોમાં ઝંપલાવીએ.

શક્ત : ચાલો દૌલત—ઘોડો તૈયાર છે.

[ બન્ને ત્યાંથી નીચે ઊતરે છે. નેપથ્યમાં યુદ્ધનો કોલાહલ થાય છે. દીવાલ નીચે કિલ્લેદાર આવે છે. ]

કિલ્લેદાર : યુદ્ધ જામ્યું છે. પરંતુ જીવવાની આશા નથી. એક બાજુ દસ હજાર મોગલો, અને બીજી બાજુ ફક્ત એક હજાર રજપૂતો ! ઓહ ! કેવી ભીષણ ગર્જના ! કેવો ઘોર શોરબકોર !

[નેપથ્યમાં]

જય ! રાણાજીનો જય !

કિલ્લેદાર : (ચમકીને) આ શું ?

[નેપથ્યમાં]

જય ! રાણાજીનો જય !

કિલ્લેદાર : બસ ! હવે બીક નથી. રાણાજી સૈન્ય લઈને કિલ્લાને બચાવવા પહોંચી ગયા. હવે ફિકર નહિ.

[જાય છે.]



## ત્રીજો પ્રવેશ

સ્થળ : કિલ્લાની પાસે રણમેદાનમાં પ્રતાપસિંહનો તંબુ.

સમય : સાંજ.

[પ્રતાપ, ગોવિન્દ અને પૃથ્વીરાજ સશસ્ત્ર ઊભા છે.]

પ્રતાપ : દેવીની બહુ દયા થઈ!

પૃથ્વી : મહોબત પોતે જ પકડાઈ ગયો.

ગોવિન્દ : અને આઠ હજાર મોગલો ખપી ગયા.

પ્રતાપ : મહોબતને આંહીં લઈ આવો, ગોવિન્દસિંહ !

[ગોવિંદસિંહ જઈને બેડીમાં બંધાયેલા મહોબતને લઈ આવે છે.]

પ્રતાપ : (પહેરેગીર) બેડીઓ ખોલી નાખો.

[પહેરેગીર બેડીઓ ખોલે છે.]

પ્રતાપ : મહોબત ! તને છોડી દેવામાં આવે છે. જા, આગ્રા ચાલ્યો જા. માનસિંહને મારા રામરામ કહીને સંદેશો દેજે કે આ યુદ્ધમાં આપને મળવાની પ્રતાપની તો બહુ આશા હતી. આવ્યા હોત તો હલદીઘાટનો બદલો લેત. એ મોગલ સેનાપતિને, એ મહારાજાને કહેજે કે એક વાર તો યુદ્ધક્ષેત્રમાં એમને મળવાની હજુ મારી યાચના છે.

[મહોબત ચુપચાપ નીચે મોઢે રવાના થાય છે.]

પૃથ્વી : ત્યારે ઉદેપુર પણ સર કર્યું કે ?

પ્રતાપ : હા. પૃથ્વી.

પૃથ્વી : ત્યારે હવે બાકી રહ્યો ચિતોડ.

પ્રતાપ : ચિતોડ, અજમેર અને મંડલગઢ.

[આ વખતે શક્તસિંહ આવે છે.]

પ્રતાપ : આવ ભાઈ—(પ્રતાપ ઊઠીને શક્તસિંહને ભેટે છે.) મને જો એક ઘડીક મોડું થયું હોત તો તને જીવતો ન જોત, શક્તા !

શક્ત : મારી તો રક્ષા તમે બરાબર કરી મોટાભાઇ; પરંતુ (નિઃશ્વાસ નાખીને) આ યુદ્ધની અંદર હું મારું સર્વસ્વ હારી બેઠો.

પ્રતાપ : એવું શું હારી બેઠો, બાપ?

શક્ત : મારી સ્ત્રી દૌલતઉન્નિસા.

પ્રતાપ : તારી સ્ત્રી દૌલતઉન્નિસા!!!

શક્ત : હા ભાઈ, મારી સ્ત્રી દૌલતઉન્નિસા.

પ્રતાપ : એટલે શું તેં મુસલમાન વેરે વિવાહ કરેલા?

શક્ત : હા, ભાઈ, મુસલમાન વેરે.

પ્રતાપ (બહુવાર સ્તબ્ધ રહીને, પછી કપાળે હાથ કૂટી) ભાઇ! ભાઈ! તેં શું કર્યું? આટલા દિવસ મારું સર્વસ્વ રઝળાવીને મારા વંશની રક્ષા કરી—(એટલું બોલી ઊંડો નિઃશ્વાસ નાખે છે. થોડી વાર ચૂપ રહે છે. પછી બોલે છે.) ના, ના, હું જીવતાં તો એ કદી નહિ બને. શક્તસિંહ! આજથી તું મારો ભાઇ નહિ, કોઈ નહિ, મેવાડ વંશને ને તારે કાંઇ ન લાગેવળગે. ફિનશરાનો કિલ્લો તેં જીત્યો હતો, એટલે એ ઝૂંટવી લેવાનો મારો અધિકાર નથી. પરંતુ આજથી તું અને એ કિલ્લો બન્ને મેવાડની બહાર છો.

પૃથ્વીરાજ : આ શું કરો છો પ્રતાપ?

પ્રતાપ : હું શું કરી રહ્યો છું તે હું બરાબર સમજું છું, પૃથ્વી! શક્તસિંહ! આજથી તારે ને મેવાડને કાંઇ સગપણ નથી—રાણાવંશ સાથે પણ કાંઇ સગપણ નથી. (એટલું બોલીને ગુસ્સામાં ને ક્ષોભમાં આંખો આડા હાથ દે છે.)

ગોવિન્દ : રાણા—

પ્રતાપ : ચૂપ રહેજો ગોવિન્દસિંહ! આટલા દિવસ થયાં હું મારા વંશની જે પવિત્ર આબરૂની રક્ષા કરતો આવ્યો તેને ખાતર ભાઈ, સ્ત્રી અને પુત્રનો ત્યાગ કરવો પડશે તો કરીશ. જીવીશ ત્યાંસુધી તો એ આબરૂની રક્ષા કરીશ. મર્યા પછી જે થવાનું હોય તે થાય!

પૃથ્વીરાજ : રાણા! શક્તસિંહ આ યુદ્ધમાં—

પ્રતાપ : હા, હા, મારો જમણો બાહુ હતો એ હું જાણું છું. છતાં, એને પણ સડેલો હાથ સમજીને હું કાપી ફેંકી દઉં છું.

[ પ્રતાપ જાય છે. ]

પૃથ્વીરાજ : હા ! હતભાગી રાજસ્થાન!

[ જાય છે. ]

[ ગોવિંદસિંહ પણ ચુપચાપ પૃથ્વીસિંહની પાછળ જાય છે. ]

શક્તસિંહ : (સ્વગત) મોટાભાઇ! તમારી તો હું દેવ જાણી ભક્તિ કરું છું. પરંતુ તમારી આજ્ઞાથી હું શું દોલતને મારી સ્ત્રી તરીકે ના કબૂલ કરુ ? એકસો ને એક વાર હું કબૂલ કરીશ કે દોલતઉન્નિસાની સાથે મેં લગ્ન કરેલાં. ભલે એ લગ્નમાં ઢોલનગારાં ન વાગ્યાં હોય, પુરોહિતના મંત્રોચ્ચાર ન થયા હોય, અગ્નિદેવ સાક્ષી ન રહ્યા હોય; છતાં મેં એની સાથે સાચાં લગ્ન કરેલાં. અત્યારે તો એટલું કબૂલ કરવું એ જ મારો દિલાસો છે. પ્રતાપ! તું દેવ ખરો! પરંતુ એ પણ દેવી હતી. તેં મારી આંખો

બોલીને પુરુષની મહત્તા બતાવી. પુરુષને હું સ્વાર્થી જ સમજતો હતો; તેં દુનિયામાં ત્યાગનો મહિમા દેખાડ્યો. તેમ સ્ત્રીજાતિને હું તુચ્છ, અસાર, કદાકાર પ્રાણી સમજતો હતો; પણ દૌલતે સ્ત્રીજાતિનું સૌંદર્ય દેખાડી દીધું. અહો ! કેવું એ સૌંદર્ય ! આજ પ્રભાતે તો એ મારી સન્મુખ ઊભી હતી. કેવું તેજોમય એ મોં ! કેવું મહિમામય ! ને કેવું વિશ્વવિજયી રૂપથી વિભૂષિત ! મૃત્યુને પેલે પારથી આવીને સ્વર્ગની કાંતિ જાણે એ વદન પર ઝળકતી હતી. એની સારી જિંદગીનું સંચિત પુણ્યજળ જાણે એ મોંને પખાળી રહ્યું હતું. પૃથ્વી પણ જાણે એના પગ તળે સ્થાન પામીને પુનિત બની હતી ! કેવી એ છબી ! હત્યાદેવીના નિઃશ્વાસરૂપ એ ધુમાડાની વચ્ચે, મૃત્યુનાં એ પ્રલયકારી મોજાંઓ વચ્ચે, જિંદગીની સમી સાંજના એ લગ્નને ટાણે, અહો કેવી એ મૂર્તિ !

[ધીરે ધીરે ચાલ્યો જાય છે.]

## ચોથો પ્રવેશ

સ્થળ : કોમલમીરમાં ઉદયસાગરનો કિનારો.

સમય : અજવાળી રાત.

[મેહેર એકલી બેઠી બેઠી ગાય છે.]

[રાગ–બિહાગ]

સતાવે એ મુખડાની યાદ.
રાત દિવસ કાં સતાવે હૃદયને
એ મુખડાની યાદ !

પલક પલક રોવરાવે નયનને
એ મુખડાની યાદ !—સતાવે૦

સૂતી ઝબકું, જાગતી ઝબકું,
સ્વપને કોના સાદ !—સતાવે૦

સકળ સૂરોમાં ગાજે એક જ
એ મુખ કેરો નાદ—સતાવે૦

મોહ–મદિરાનાં ઘેન ઉડ્યાં તોયે
નયન નથી નાશાદ—સતાવે૦

પાપ-વાંછના પાછળ ભટકે
કોને કરું ફરિયાદ !—સતાવે૦

[ગાઈ રહ્યા પછી સ્વગત બોલે છે.]

કેવી સુંદર આ રાત્રિ! આજ આ શાંત રાત્રિએ, આ ચંદ્રજ્યોત્સ્નાની અંદર—શા માટે એની છબી વારે વારે સાંભરી આવે છે? હજુયે ભૂલી ન શકાયું? હવે શા માટે હું મારા હૃદયને છેતરી રહી છું? બાપુની ઊભરાતી પ્રીતિને તરછોડી, આગ્રાનો મહેલ તજી ચાલી નીકળી એ વાત ખરી. પણ મને આંહીં કોણ ખેંચી લાવ્યું? શક્તસિંહ. હું આવી. આવીને પ્રતિજ્ઞા કરેલી ખરી, કે એ નજરે પડશે તોયે એની સામે જોઈશ નહિ. મેં પ્રતિજ્ઞા તો બરાબર પાળી. પણ તોયે આ સ્થાન છોડાતું કાં નથી? કારણકે આખરે દિવસમાં એક વાર પણ એનું વહાલું નામ કાને પડે છે એટલેથી પણ મને કેટલું સુખ થાય છે! પરંતુ હવે

તો નથી રહેવાતું. આટલા દિવસ તો દિલની બધી ઊર્મિઓ વચ્ચે ઇરાને ઝકડીને બેઠી હતી. ને એ રીતે લાલચમાંથી કે વિકારોમાંથી બચેલી રહેતી. પરંતુ એ આધાર તો ગયો. હૃદય રોક્યું રોકાતું નથી. ના, આંહીંથી ચાલ્યા જવામાં જ સાર છે. દૌલતઉન્નિસા જાણશે તો બહુ દુઃખ પામશે. બહેન, કેટલાયે દિવસ થયાં તને દેખી નથી. તારા ખબર પણ મળ્યા નથી. લાગે છે કે રાણાજીની બીકે શક્તસિંહે એ વાત બહાર પડવા દીધી નથી. મેંયે વાત પ્રકટ કરી નથી. એક દિવસ રાણાજીને કાને સહેજ ભણકારો તો પહોંચેલો. પણ એણે એ વાત માની નહોતી. છતાં વાત સાંભળતાં જ રાણાનું મોં લાલચોળ બની ગયેલું, એ તો મેં બરાબર જોયું હતું. પ્રેમના મુક્ત રાજ્યની અંદર આ બધાં સામાજિક બંધનો, વિભાગો અને વાડાઓ શા માટે કર્યાં હશે તે મારાથી નથી સમજાતું. હું શું જાણું ? પરંતુ મેં તો જે કરેલું, તે બધું બહેન દૌલત ! તારા સુખને ખાતર. તું સુખી થજે, બહેન ! તારું સુખ એ જ મારું સુખ, એ જ મારી સાંત્વના !

દાસી : ( આવીને ) શાહજાદી !

મેહેર : ( ચમકીને ) કોણ ?

દાસી : શાહજાદી ! રાણાજી પધાર્યા છે. મા આપને બોલાવે છે. પાદશાહ તરફથી આપના નામનો કાગળ આવ્યો છે.

મેહેર : મારા બાપુનો કાગળ ? ક્યાં છે ?

દાસી : રાણાજીની પાસે. કુમાર અમરસિંહ આ તરફ આવેલા ને ?

મેહેર : ના.

દાસી : ત્યારે ક્યાં હશે એ ? જોઈ આવું. (દાસી જાય છે.)

મેહેર : (સ્વગત) બાપુ ! બાપુ ! આટલે દિવસે દીકરી સાંભરી ! જઈને કાગળ જોઉં તો ખરી. કોણ અમરસિંહ ?

અમરસિંહ : (આવીને બેસી ગયેલે અવાજે) હા, હું અમરસિંહ.

મેહેર : દાસી તમને શોધતી હતી. ચાલો અંદર જઈએ.

અમર : એમ કાંઈ જવાય ? ઊભાં રહો ! (મેહેરનો હાથ પકડે છે.)

મેહેર : આ શું કરો છો અમરસિંહ ! હાથ છોડો તો.

અમર : છોડું છું, પણ પ્રથમ સાંભળો. એક વાત કહેવી છે. ઊભાં રહો.

મેહેર : (સ્વગત) સુરાપાન કર્યું લાગે છે. (પ્રગટ) શું છે ? કહો.

અમર : શું કહેતો હતો ! હાં હાં, આ જુઓ તો, આ સરોવરના હૃદય પર ચંદ્રનું પ્રતિબિમ્બ જોયું ? કેવું એ સુંદર ? જોયું મેહેરઉન્નિસા ? જોયું ?

મેહેર : હા જોયું.

અમર : અને આ આકાશ, આ ચાંદની, આ પવન ! જોયાં ? આ બધું સૌંદર્ય શા માટે સરજાયું હશે, મેહેરઉન્નિસા ?

મેહેર : મને ખબર નથી. ચાલો, ઘરમાં ચાલો.

અમર : મને ખબર છે ! એ સરજ્યાં છે માણવાને માટે, મેહેર ! માણવાને માટે !

મેહેર : રસ્તો છોડો, અમરસિંહ !

અમર : માણવાને માટે ! મનુષ્ય જો ન ચાખે તો પછી એના હોઠ પાસે આ છલોછલ પ્યાલી પ્રકૃતિએ ધરી જ શા માટે ?

મેહેર : ચાલો, ઘરમાં ચાલો—( જવા જાય છે. અમરસિંહ રસ્તો રોકે છે. )

અમર : આટલા દિવસ તો દબાવી રાખ્યું. હવે નથી દબાતું. સાંભળો મેહેરઉન્નિસા ! આપણુ બન્નેનાં યૌવન ફાટ-ફાટ થાય છે. આવું એકાંતનું સ્થાન છે, ને આવી મધુરી રાત્રિ છે !—

મેહેર : અમરસિંહ ! તમે દારૂ પીધો છે. શું બોલો છો તેનું તમને ભાન નથી.

અમર : હું જાણું છું, મેહેરઉન્નિસા !

[ ફરી હાથ ઝાલે છે. ]

મેહેર : ( ઉગ્ર સ્વરે ) હાથ છોડો.

અમર : મેહેરઉન્નિસા ! પ્રેયસી ! ( એટલું બોલીને મેહેરને પોતાની છાતી ઉપર ખેંચે છે. )

મેહેર : અમરસિંહ ! હાથ છોડી દો. ( હાથ છોડાવવા મથે છે. બૂમ પાડે છે. ) અરે કોઇ દોડો !

[ લક્ષ્મી અને પ્રતાપ આવી પહોંચે છે. ]

પ્રતાપ : આ હું આવી પહોંચ્યો. (ધીર ગંભીર સ્વરે) અમરુ! [ અમરસિંહ દૂર જઈ ઊભો રહે છે. ]

પ્રતાપ : અમરુ! આ ધંધા! હું પ્રથમથી જ સમજતો હતો કે જેનું બચપણ આળસુ હોય, તેની જુવાની ઉચ્છૃંખળ થવી જ જોઈએ....છતાં, મારો પુત્ર ઊઠીને એક આશ્રિત અબળા ઉપર આટલો અત્યાચાર કરશે, તે મને સ્વપ્નેય સૂઝયું નહોતું. કુલાંગાર! લે એની સજા! ઊભો થા. (તમંચો બહાર કાઢે છે.)

અમર : બાપુ! ( એટલું બોલીને પ્રતાપના પગમાં પડી જાય છે. )

પ્રતાપ : ધિક્કાર છે નામર્દ! ક્ષત્રિયબચ્ચાને મોતનો ભય? ઊભો થા!

લક્ષ્મી : (દોડતી આવી પ્રતાપના પગમાં પડીને) ક્ષમા કરો નાથ! એ મારો જ અપરાધ છે. આટલા દિવસ હું જાણવા છતાંયે ચેતી નહિ.

પ્રતાપ : આ અપરાધની ક્ષમા ન હોય. દીકરો થયો એટલે શું હું ક્ષમા કરીશ?

મેહેર : ક્ષમા કરો રાણાજી! અમરસિંહ શુદ્ધિમાં નથી. એણે દારૂ પીધો છે.

પ્રતાપ : દારૂ!!!—અમરુ!

અમર : ક્ષમા કરો બાપુ!

પ્રતાપ : ક્ષમા! ક્ષમા નહિ મળે! ઊભો થા. (પ્રતાપ તમંચો ઉઠાવે છે.)

મેહેર : ન થાય, રાણાજી?

લક્ષ્મી : (અમરસિંહની આડી ઊભી રહીને) તે પહેલાં મને મારી નાખો.

[ પ્રતાપના હાથમાંથી તમંચો છૂટે છે. લક્ષ્મી જખમી થઈને ભોંય પર પડે છે. ]

મેહેર : સત્યાનાશ! મા-મા (દોડીને લક્ષ્મીનું માથું પોતાના ખોળામાં લઈ બેસે છે.)

પ્રતાપ : લક્ષ્મી—લક્ષ્મી—

લક્ષ્મી : નાથ! અમરુને ક્ષમા દેજો. જીવતરમાં આ એકજ વાર મેં તમારી આજ્ઞા લોપી છે. મને ક્ષમા દેજો. મરતાં મરતાં તમારા ચરણ આગળ સ્થાન દેજો.

[પ્રતાપના પગ પકડીને લક્ષ્મી મરણ પામે છે.]

પ્રતાપ : મેહેર ! મેં આ શું કર્યું, ખબર છે?

[અમરસિંહ સ્તબ્ધ બનીને ઊભો છે. મેહેર રડે છે.]

પ્રતાપ : જગદીશ્વર! પૂર્વજન્મે મેં એવાં તે શાં પાપ કર્યાં હતાં, કે બધી રીતે મારે યાતનાઓ જ સહેવી પડે છે! ઓહ! આંખે અંધારાં આવે છે!

[ મૂર્છા પામીને પડે છે. ]



## પાંચમો પ્રવેશ

સ્થળ : અકબરનો એકાંત ઓરડો.

સમય : મધ્યાહ્ન.

[ અકબર અને માનસિંહ સામસામા ઊભા છે. ]

અકબર : માનસિંહજી ! મેં બધુંય સાંભળ્યું. એક પછી એક કિલ્લા મોગલોના હાથમાંથી જવા લાગ્યા છે, અને આખરે મહોબતખાં પણ પ્રતાપને હાથે હાર્યો, પકડાયો ને રાણાની મહેરબાનીથી છૂટીને દિલ્હી પાછો આવ્યો ! આ બધું આજ સાંભળવું પડ્યું !

માનસિંહ : જહાંપનાહ ! પ્રતાપસિંહ તો અત્યારે મૂર્તિમાન કાળ બન્યો છે. એને રોકવાની કોની તાકાત છે ?

અકબર : આપને બોલાવ્યા તે આવો જવાબ સાંભળવા માટે નહિ. [ માનસિંહ ચૂપ રહે છે. ]

અકબર : માનસિંહજી ! આપ જાણો છો ને, કે આ ફક્ત મોગલોનો પરાજય જ નથી. આ તો મોગલોની બેઆબરૂ અને દેશમાં અસંતોષની વૃદ્ધિ ! આનો અર્થ તો એ કે દેશી રાજાઓની રાજભક્તિ ખૂટી ! દુનિયામાં ફક્ત દર્દો જ ચેપી હોય છે એમ નથી મહારાજા ! તંદુરસ્તી પણ ચેપી છે. ફક્ત ભીરુતા જ નહિ, શૌર્ય પણ ચેપી હોય છે, ફક્ત પાપ જ નહિ, ધર્મ પણ ચેપી હોય છે. પ્રતાપની આ દેશભક્તિનો ચેપ પણ ફેલાવા લાગી ગયો એ નથી જોતા મહારાજ !

માનસિંહ : જોઉં છું.

અકબર : તો પછી વખતસર એનો ઈલાજ કરવો જોઇએ. પ્રતાપનો આ ધસારો અટકાવવો જોઈએ. એ માટે માગો તેટલું સૈન્ય અને દ્રવ્ય આપીશ.

[ માનસિંહ ચૂપ રહે છે. અકબર એના મનોભાવ સમજી જાય છે. ]

અકબર : મહારાજા ! પ્રતાપના શૌર્ય પર આપ મુગ્ધ હશો એમ લાગે છે. હું કબૂલ કરું છું, કે હું પોતે જ મુગ્ધ છું. પરંતુ જે સલ્તનત સ્થાપવામાં આપે અને આપના પિતા મારા પરમ સ્નેહી ભગવાનદાસે મને આટઆટલાં વર્ષો સુધી મદદ કરી છે, તે સલ્તનત આજે એક વરસમાં જ જમીંદોસ્ત થઈ જાય એવી તો આપની ઉમેદ નથી ને ?

માનસિંહ : પ્રતાપસિંહનો ઇરાદો આપની સલ્તનત પર હાથ લગાવવાનો છે જ નહિ. એ તો ચાહે છે ફક્ત ચિતોડનો ઉદ્ધાર. એ દેશહિતેચ્છુ છે, પણ પારકાનું ઝૂંટવી લેનાર નથી.

અકબર : હું જાણું છું. પરંતુ મહારાજા ! હું એ પણ જાણું છું કે ચિતોડ જાય તો આખું સામ્રાજ્ય જવાનું, એમાં શક નથી. મહારાજા ! આપ તો મારા પરમ સ્નેહી ભગવાનદાસના પુત્ર ! એક મહિના પછી એક ઓર સ્નેહગાંઠથી આપ અમારી સાથે બંધાશો. હું આપના પર જ બધો આધાર રાખી બેઠો છું એ જાણો છો ને !

માનસિંહ : સમ્રાટ ! ચિતોડ આપણા હાથથી ન જાય એવો જ બંદોબસ્ત કરીશ.

અકબર : શાબાશ ! એવાં જ વેણ આપને છાજે.

માનસિંહ : ત્યારે હું રજા લઈશ.

[ માનસિંહ જાય છે. ]

અકબર : (સ્વગત) તે દિવસે સલીમને હું શિખામણ દેતો હતો કે બીજા પર સત્તા ચલાવવા જતા પહેલાં પોતાની ઉપર સત્તા ચલાવવી પડે છે. પરંતુ એ બોલ્યા પછી બીજી જ પળે ગુસ્સાને વશ બની પ્રાણથીયે પ્યારી બેટીને હું હારી બેઠો. હવે પાછો વિકારને વશ બનીને રાજપૂત રાજાઓની પ્રીતિ પણ ગુમાવી બેઠો. હવે જોઉં, બુદ્ધિબળથી ફરી એ પાછી મેળવી શકાય છે કે નહિ. મહોબતખાં પાસેથી મેહેરના ખબર પણ મળ્યા છે. મેહેર ! મારી પ્રાણાધિક પુત્રી ! તેં પણ દુભાઈને બાપનો આશરો છોડી બાપના દુશ્મનનો આશરો લીધો ! આ પણ સાંભળવું પડ્યું ! હવે તો એની માફી માગીને મેં એને મારે ખોળે પાછી આવવાનું લખ્યું છે. હું બાપ ઊઠીને આજ દીકરીની માફી માગવા ચાલ્યો ! અને તે પણ એ દીકરીના જ અપરાધની માફી ! ઓ ખુદા ! બાપનું હૃદય આટલું બધું સ્નેહ-દુર્બળ કાં બનાવ્યું ?

[ દ્વારપાળ આવે છે. ]

અકબર : મેહેરઉન્નિસા ! મેહેરઉન્નિસા ! પાછી આવ ! બેટા, તારા તમામ અપરાધ મેં માફ કર્યા છે; તો તું હવે મારો એક અપરાધ તો માફ કર.

દ્વારપાળ : ખુદાવંદ, મેવાડથી દૂત આવ્યો છે.

અકબર : (ચમકીને) મેવાડથી ? શા સમાચાર લઈને આવ્યો છે ? ક્યાં છે ?

દ્વારપાળ : સાથે શાહજાદી મેહેરઉન્નિસા પણ છે.

અકબર : સાથે મેહેરઉન્નિસા ! ક્યાં છે મેહેરઉન્નિસા ?

[ બહાર જવા દોડે છે–ત્યાં મેહેરઉન્નિસા દાખલ થાય છે. ]

મેહેર : બાબા ! બાબા ! (એટલું બોલીને પાદશાહના પગમાં પડે છે. દ્વારપાળ બહાર જાય છે.)

અકબર : મેહેર ! બેટા ! તું ! સાચોસાચ તું આવી !—

મેહેર : બાબા ! મને ક્ષમા કરો. હું તો આપની નાદાન, રિસાળ, અણુસમજુ દીકરી છું. મને ક્ષમા કરો. મેં મારી જ કમઅક્કલથી દૌલતનું સત્યાનાશ વાળ્યું અને મારું પણ સત્યાનાશ વાળ્યું. મને ક્ષમા કરો.

અકબર : ઊઠ બેટા ! મેં તને નહોતું લખ્યું કે હું તારા બધા અપરાધોની ક્ષમા કરું છું ? આખા હિન્દનો પાદશાહ આજે તારી આગળ એક તરણા જેવો કમજોર બની ગયો ! મેહેર, તેં મને ક્ષમા કરી છે કે ?

મેહેર : આપને ક્ષમા શા માટે બાપુ ?

અકબર : મેં તારી માનું અપમાન કરેલું.

મેહેર : તેની તો આપે માફી માગી લીધી છે.

અકબર : અને હું માફી ન માગત તો તું પાછી ન આવત કે ?

મેહેર : એ તો નથી જાણતી બાપુ ! એટલો બધો વિચાર કરીને હું કાંઈ પાછી નથી ફરી. આપનો પત્ર

મળ્યો, વાંચ્યો, પછી રહેવાયું નહિ એટલે ચાલી આવી. બાબા! આપ મને કેટલા વહાલા લાગો છો એ અગાઉ હું નહોતી જાણતી.

[ મેહેર અકબરની છાતીમાં મોં છુપાવી રોવા લાગે છે. પછી રડવું દાબીને કહે છે. ]

મેહેર : બાબા! આટલે દિવસે મને સમજાયું કે સ્ત્રીનું કર્તવ્ય દલીલો કરવાનું નથી, પણ સહન કરવાનું છે. સ્ત્રીનું કર્તવ્ય બહારમાં નથી, પણ અંતઃપુરમાં જ છે. સ્ત્રીનો ધર્મ સ્વેચ્છાચાર નથી, પણ સેવા છે.

અકબર : બેટા, રાણા પ્રતાપે કદી તારા પર અત્યાચાર તો નહોતો કર્યો કે ?

મેહેર : અત્યાચાર! બાપુ, એણે તો મને અભાગિનીને અત્યાચારમાંથી બચાવવા જતાં પોતાની સ્ત્રીની હત્યા કરી નાખી છે.

અકબર : એ શી રીતે ?

મેહેર : એક દિવસ રાણાના પુત્ર અમરસિંહે દારૂમાં ચકચૂર બનીને મારો હાથ ઝાલ્યો. રાણાએ એ જોતાં જ દીકરા પર બંદૂક છોડી. રાણાનાં સ્ત્રી દીકરાની રક્ષા કરવા વચ્ચે જતાં જખમી થઈ મર્યાં.

અકબર : પ્રતાપ! પ્રતાપ! તું આટલો મહાન! પ્રતાપ! તું જો મારો મિત્ર હોત તો મારે જમણે પડખે તારું આસન ઢાળત. પણ શત્રુ છે, એટલે તારું આસન મારી સન્મુખે શોભે! આવા દુશ્મનો તો મારા રાજ્યના શણગાર

છે. હું જો સમ્રાટ અકબર ન થયો હોત તો હું રાણો પ્રતાપ થવાનું જ પસંદ કરત. હું એક શહેનશાહ છું, આખા ભારતવર્ષને વશ રાખવા ચાહું છું, પરંતુ મારી પોતાની જાતને વશ રાખતાં તો હું હજુ શીખ્યો નથી. અને પ્રતાપ! તું તો દીનદરિદ્ર હોવા છતાંયે, એક આશ્રિતાને ઉગારવા જતાં ક્ષત્રિયધર્મને ખાતર પોતાના સગા બેટાનું બલિદાન પણ સ્વહસ્તે આપી દેનારો! તું આટલો બધો મહાન!

મેહેર : બાબા! મારી એટલી જ આજીજી છે કે હવે રાણા પ્રતાપની સામે હથિયાર છોડો અને એ વીરને છાજે એવું સન્માન આપો. પ્રતાપસિંહ શત્રુ છતાંયે એક વીર છે, એ માનવી નથી, દેવ છે. એના તરફ આવું આચરણ આપને ન શોભે. એ આજ દુઃખિત છે, ને એના શોકની હદ આવી રહી છે. એની દીકરી અને સ્ત્રી મરી ગયાં, એના ભાઈને દેશવટો મળ્યો, ને એનો દીકરો નાલાયક નીવડ્યો. એના તરફ કૃપા બતાવો બાબા!

અકબર : તારા બદલામાં મેં એને ચિતોડગઢ આપ્યો છે, બચ્ચા!

મેહેર : પણ એમણે એ નથી રાખ્યો—હાં, હું ભૂલી ગઈ હતી, બાબા!' પ્રતાપસિંહે મારી સાથે આપને આ પત્ર મોકલ્યો છે. [પ્રતાપનો પત્ર આપે છે.]

અકબર : ઓહો! ખુદ રાણાનો પત્ર! ક્યાં? લાવ તો! (લઈને પાછો મેહેરને આપીને) મને બરાબર સૂઝશે નહિ. તું જ વાંચ તો! [મેહેરઉન્નિસા પત્ર વાંચે છે.]

'પ્રતાપી શાહેનશાહ જોગ !

'લખતાં દુઃખ થાય છે કે આપની ભાણેજ દૌલતઉન્નિસા હવે આ દુનિયામાં નથી. ફિનશરાના યુદ્ધમાં દૌલતઉન્નિસા લડતી લડતી મરી છે. મેં એના દફનની વિધિપૂર્વક ક્રિયા કરાવી છે.'

અકબર : દૌલતના મોતની વાત તો અગાઉ જ મેં સાંભળેલી. હાં, પછી? [મેહેર આગળ વાંચે છે.]

'દૌલતઉન્નિસાનું વૃત્તાંત યુદ્ધ થઈ ગયા બાદ શાહજાદી મેહેરઉન્નિસાની પાસેથી સાંભળ્યું, ત્યાર પહેલાં જ મારા કુળના કલંક શક્તસિંહનો મેં ત્યાગ કર્યો હતો. શક્તસિંહ મારો ભાઈ હતો. આ યુદ્ધમાં તો એ મારો જમણો બાહુ હતો. પરંતુ હવે તો એ શક્તસિંહ સાથે મારે કે મેવાડને કાંઈ સગપણ નથી રહ્યું.

'હું તો જેવો આપનો શત્રુ હતો તેવો જ શત્રુ રહેવાનો. ચિતોડ પાછો જિતાય કે ન જિતાય, તોપણ ભારતવર્ષને લૂંટનારા અકબરના એક શત્રુ તરીકે જ મરવાની મોટી આશા રાખીને હું બેઠો છું.

'આપ ઇચ્છો છો કે દૌલતઉન્નિસાના કલંકની અને મેહેરઉન્નિસાના આચરણની વાત બહાર ન પડે. ભલે, એમ જ થશે. મારી પાસેથી તો બહાર નહિ જ પડે. મેહેરઉન્નિસાના બદલામાં મને ચિતોડગઢ પાછો દેવા આપનું મન છે. પણ મેહેરઉન્નિસા તો પોતાની મરજીથી મારે આશરે આવેલાં. મેં એને યુદ્ધમાંથી કેદ નથી કરી

આણ્યાં. એટલે એને પાછાં સોંપવાનો અધિકાર મારો નથી. પોતાની મેળે જ પાછાં જઈ શકે છે. એને રોકનારો હું કોણ ? એના બદલામાં ચિતોડગઢ મારે ન ખપે. બનશે તો બાહુબળથી જ ચિતોડ ઘેર કરીશ. એ જ.

લિ. રાણા પ્રતાપસિંહ.'

અકબર : (ઊંચે અવાજે) પ્રતાપ ! પ્રતાપ ! મેં માનેલું કે તારું આસન મારી સન્મુખે છે. પણ ના; તારું આસન મારી ઉપર છે ! મેં માનેલું કે તું પ્રજા ને હું રાજા : ના, તું રાજા ને હું પ્રજા. મેં માનેલું કે તું હારનાર ને હું જિતનાર : ના, તું વિજયી ને હું પરાજયી. જા, મેહેર ! જનાનામાં જા. તારી માગણી હું મંજૂર કરું છું. આજથી પ્રતાપ મારો દુશ્મન નથી, પણ મારો સાચો દોસ્ત છે ! તાકાત નથી કોઇ મોગલની કે હવે એનો વાળ પણ વાંકો કરી શકે ! જા બચ્ચા જનાનામાં, હું હમણાં આવું છું.

[ સમ્રાટ દરબાર તરફ ચાલ્યો જાય છે. ]

મેહેર : મારી મહેનત, મારો સંયમ, દુઃખ અને અશાંતિ સાર્થક બન્યાં. રાણા અને પાદશાહ બન્નેની વચ્ચે આખરે હું આ સુલેહ સ્થાપી શકી. (બગીચા તરફની બારી પાસે જઈને) હાશ ! પાછી હું મારા બચપણના આ પુરાણા, સુખની સ્મૃતિવાળા સ્થાને, આ હિંડોળા પાસે આવી પહોંચી—ઓ, એની એ મીઠી નોબત-શરણાઈ વાગી રહી છે, એ જ એ જ આ નિર્મળ

જળવાળી યમુના નદી! બધું એનું એ. ફક્ત એક હું બદલી ગઈ. રે! હું જ બદલી ગઈ. મારા નાદાન પગલાં ને ઉગ્ર આચરણથી મેં શક્તસિંહ, દૌલત અને રાણા પ્રતાપનું સત્યાનાશ વાળ્યું. જ્યાં ગઈ ત્યાં શાપ સમી નીવડી. પરંતુ ઈશ્વર જાણે છે કે મારો ઇરાદો મહાન હતો. મેં એકલીએ આખા સંસારના નિયમોની સામે ખડી થઈને કેવળ અનર્થો જ પેદા કર્યાં! પરંતુ પ્રભુ જાણે છે કે હું સરલ સ્વાધીન ભાવે જખ્મો સહેતી, ન્યાયી બનીને ઊભી હતી. આજે હું આ નાટકના તખ્તા પરના શોરબકોરમાંથી ખસી જાઉં છું. ચુપચાપ એકાંતમાં, દીન બનીને કર્તવ્યની સાધના કરવા જાઉં છું. ઓ પ્રભુ! મને ન્યાય દેજે. હું તારી કરુણાને લાયક છું, તારા ધિક્કારને લાયક નથી.



## છઠ્ઠો પ્રવેશ

સ્થાન : માનસિંહના મકાનનો એકાંત ઓરડો.

સમય : રાત્રિ.

[ મારવાડ, બિકાનેર, ગ્વાલિયર અને ચાંદેરીના રાજાઓ તથા માનસિંહ બેઠા છે. ]

**ચાંદેરી :** ધિક્કાર છે મહારાજા માનસિંહ! તારા મોંમાં આવાં વેણ?

**માનસિંહ :** મહારાજા! હું શું ખોટું કહું છું? જો આ બેકાયદેસરનું રાજ્ય હોત તો હું તત્કાળ આપ સહુની

સાથે આ સલ્તનતની સામે ખડો થાત. પરંતુ મોગલ રાજનીતિમાં લૂંટફાટ નથી, વ્યવસ્થા છે; જુલમ નથી, રક્ષણ છે; અહંકાર નથી, પ્રીતિ છે.

બિકાનેર : પ્રીતિ તો ખરી, પણ જરા વધુ પડતી. એ પ્રીતિ છેક કુલીન ઘરનાં અંતઃપુરો સુધી પહોંચી ગઈ છે.

માનસિંહ : એ વાતની હું ના નથી પાડતો. અકબર પાદશાહ હોવા છતાંયે આખરે મનુષ્ય જ છે. તેનો ઉદ્દેશ મહાન હોય છતાં તે ષડ્‌રિપુનો ગુલામ છે. બાકી અન્યાય અપરાધ તો વચમાં વચમાં તમામ માણસો કરી બેસે. અકબરે તો એ અપરાધ કબૂલ પણ કર્યો છે, માફી માગી છે અને ભવિષ્યમાં હિન્દી મહિલાઓની ઇજ્જત રક્ષવા સોગંદ ખાધા છે. બીજું શું કરી શકે?

મારવાડ : વાત સાચી.

માનસિંહ : અકબરનો હેતુ તો લાગે છે હિન્દુ મુસલમાન બેઉ કોમોને એક કરવાનો, મિલાવી દેવાનો, પ્રજામાં સમાન તત્ત્વો દાખલ કરવાનો.

ગ્વાલિયર : એનું તો કાંઈ ચિહ્ન દેખાતું નથી.

માનસિંહ : એક નહિ પણ સેંકડો ચિહ્નો! અકબર મુસલમાન છે, છતાં કોને ખબર નથી કે એ હિન્દુ ધર્મના અનુરાગી છે! જો મુસલમાનને હિન્દુ થવાની છૂટ હોત તો અકબર ક્યારનોયે જગદંબાનો ભક્ત બન્યો હોત. પણ તે ન થઈ શક્યું. એટલે જ એ પંડિતો અને મુલ્લાંઓની મદદથી એક એવો ધર્મ સ્થાપવાની કોશિશ કરે છે કે જે

બન્ને કોમો ગ્રહણ કરી શકે. બીજું મુસલમાન તેમ જ હિન્દુ બન્નેને ઊંચી નોકરીઓ મળે છે. ત્રીજું હિન્દની સમ્રાજ્ઞી પોતે જ હિન્દુ રમણી છે.

ગ્વાલિયર : એમ જ કહોને કે હિન્દની ભાવી સમ્રાજ્ઞી પણ હિન્દુ રમણી છે, એટલે કે મહારાજા માનસિંહની બહેન છે! પછી (મારવાડરાજ તરફ જોઈને) મેં નહોતું કહ્યું કે માનસિંહજીને હાથ કરવાની આશા નકામી છે ને ભારતની સ્વતંત્રતા એ ખાલી સ્વપ્નું જ છે.

માનસિંહ : સ્વતંત્રતા! મહારાજા! પ્રજા જીવતી હોય તો સ્વતંત્રતાની વાત કરાય ને: એ પ્રજાજીવન તો ઘણા દિવસથી ગયું છે. પ્રજા તો હવે સડે છે.

ચંદેરી : એ શી રીતે?

માનસિંહ : એની પણ સાબિતીઓ જોશે કે? આ અસીમ આળસ, નિરાશા અને જડતા—એ જીવનનાં લક્ષણો નથી. દ્રાવિડનો બ્રાહ્મણ બનારસના બ્રાહ્મણ સાથે ખાય નહિ; દરિયાપાર જવામાં તો વટલી જવાય; અને પ્રજાના પ્રાણ સમો જે ધર્મ, તે તો આજ ફક્ત બાહ્ય આચારોમાં જ આવી વસ્યો—એ બધાં પ્રજાનાં લક્ષણો નથી. ભાઈભાઈ વચ્ચે ઈર્ષ્યા, લડાલડી, અહંકાર—આ બધાં પ્રજાનાં લક્ષણો નથી. એ દિવસો તો હવે ગયા, મહારાજ!

બિકાનેર : ફરી પાછા આવી શકે—જો હિન્દીઓ એક થાય તો.

માનસિંહ : પણ એ જ નથી બનવાનું. હિન્દીના પ્રાણ

એટલા તો સુકાઈ ગયા છે, એટલા જડ બની ગયા છે, એટલા છિન્નભિન્ન બની ગયા છે કે હવે એ એક થાય નહિ.

ગ્વાલિયર : કદીયે નહિ થાય ?

માનસિંહ : થશે—જે દિવસે હિન્દુ આ લુખ્ખા, પોલે-પોલા, જીર્ણ આચારોના ખોખામાંથી બહાર નીકળીને જીવતો જાગતો, વીજળીના બળથી કંપતો નવીન ધર્મ ગ્રહણ કરશે તે દિવસે.

મારવાડ : માનસિંહજી ઠીક કહે છે.

માનસિંહ : આપ સહુને શું એમ લાગે છે મહારાજાઓ, કે હું આ પારકી ગુલામીનો ભાર હસીને ઉઠાવી રહ્યો છું ? આપ શું એમ ધારો છો કે આ પરદેશીઓનાં સ્નેહબંધનો હું ગર્વથી મારે ગળે વીંટી રહ્યો છું ? આપ શું એમ માનો છો કે હું રાણા પ્રતાપની મહત્તા સમજતો નથી ? શું હું એટલો બધો નાલાયક ? ના, મહારાજાઓ ! એ પ્રજાભાવ જાગવાનો નથી, તેનાં સ્વપ્નાં જોયા કરવાને બદલે જે છે તેનો લાભ લેવામાં જ સાર છે.

[દ્વારપાળ આવે છે.]

માનસિંહ : કેમ દ્વારપાળ ?

દ્વારપાળ : શહેનશાહની ચિઠ્ઠી છે.

બિકાનેર : હું તો પ્રથમથી જ જાણતો હતો.

ગ્વાલિયર : મેં પણ નહોતું કહ્યું ?

બિકાનેર : આપણે માનસિંહજીની મદદ નથી જોઈતી, આપણે પ્રતાપસિંહને મળી જઈશું—વિદ્રોહ જગવશું.

માનસિંહ : મહારાજાઓ ! પાદશાહ આપ સહુને સલામ લખાવે છે અને મસલત-ઘરમાં બોલાવે છે. બીજું લખે છે કે, 'કુમાર સલીમની શાદીને નિમિત્ત આપ સહુ મારી કસૂરો દરગુજર કરો.'

ચાંદેરી : વાહ, સારું થયું.

મારવાડ : અને આ શાદીને નિમિત્તે શહેનશાહે પોતે શું કર્યું ?

માનસિંહ : પોતાના મહાન શત્રુ પ્રતાપને ક્ષમા આપી છે અને પ્રતાપ જીવે ત્યાંસુધી ફરી મેવાડ પર ફોજ લઇ જવાની મને મના કરી છે. મને લખે છે કે, 'જોજો હો મહારાજા ! ભવિષ્યમાં કોઇ મોગલ સૈનિક એ વીર નરનો વાળ પણ વાંકો ન કરે. પ્રતાપસિંહ મારો મુખ્ય શત્રુ હોવા છતાં આજ તો એ મારો પરમપ્રિય મિત્ર છે.'

બિકાનેર : આ દયા તો ઊલટી ગળે પડવા જેવી લાગે છે.

માનસિંહ : મને પાદશાહ અત્યારે બોલાવે છે. હું રજા લઉં છું.

[ માનસિંહ જાય છે. ]

ગ્વાલિયર : ત્યારે આપણે પણ ઊઠીએ.

[ બધા ઊઠે છે. ]

મારવાડ : ગમે તેમ કહો, પણ પાદશાહનું મન મોટું !

ચાંદેરી : હા, દુશ્મનને પણ ક્ષમા આપે છે.

ગ્વાલિયર : અરે, ક્ષમા માગે પણ ખરા !

મારવાડ : ને હિન્દુ રાજાઓ ઉપર વિશ્વાસ રાખે છે.

ચાંદેરી : માનસિંહે ખરું કહ્યું કે પાદશાહ હારેલા-જીતેલાની વચ્ચે ભેદ નથી રાખતા.

મારવાડ : ને વળી હિન્દુ ધર્મ પ્રત્યે પક્ષપાત રાખે છે.

ગ્વાલિયર : બાકી તો ખરેખર હિન્દુ પ્રજામાં સ્વતંત્ર બનવાનું બળ જ નથી.

મારવાડ : સ્વતંત્રતા તો વાતોડિયાનું સ્વપ્નું છે, ભાઈ!

[ બધા જાય છે. ]



## સાતમો પ્રવેશ

સ્થળ : રાજમાર્ગ.

સમય : રાત્રિ.

[ રાજમાર્ગ પર રોશની થઈ છે. દૂર પડઘમ બજે છે. વિવિધ રંગના વાવટા ઊડે છે. સિપાહીઓની ટુકડીઓ રાજમાર્ગ પર આવે છે ને જાય છે. એક બાજુ કેટલાક પ્રેક્ષકો ઊભા ઊભા વાતો કરે છે. ]

૧ લો પ્રેક્ષક : એઇ મહેરબાન, જરા, સરખા ઊભા રહો ને! (ધક્કો મારે છે.)

૨ જો : કાં બાપા, ધક્કો કાં મારો?

૩ જો : અલ્યા, ચૂપ, ચૂપ, હવે વરઘોડો નીકળવાને વાર નથી.

૪ થો : નીકળે તો પાડ પ્રભુનો. ઊભા રહી રહીને પગ દુઃખે છે.

૫ મો : શાહજાદાનાં લગ્ન માનસિંહની દીકરી વેરે થાય છે કે?

૧ લો : ના રે ના. એની બહેન વેરે.

૨ જો : અરે, જા, જા, એની દીકરી વેરે.

૩ જો : ના, ના. એની બહેન વેરે. મને બરાબર ખબર છે.

૨ જો : એમ હોય તો આ તે કઇ જાતનાં લગ્ન! એમ તે કાંઈ બને?

૧ લો : કાં? કેમ ન બને?

૨ જો : સલીમના દાદા હુમાયુએ ભગવાનદાસની એક દીકરી વેરે લગ્ન કર્યાં, અને સલીમનાં લગ્ન કાંઇ એની બીજી દીકરી વેરે થાય?

૧ લો : પણ એમાં તને વાંધો શો લાગ્યો?

૨ જો : અને સલીમનો બાપ પરણે ભગવાનની બહેન વેરે!

૪ થો : મેળ તો મળી જાય છે હો ભાઇ! બાપ પરણ્યો ભગવાનની બહેનને, અને દાદાએ અને પોતે ભગવાનની બે બહેનોને વહેંચી લીધી.

૫ મો : સગપણના દોરા પણ ભગવાનદાસની ચારે તરફ વીંટાવા માંડ્યા છે હો ભાઈ!

૧ લો : ભગવાન બડો ભાગ્યશાળી પુરુષ!

૨ જો : મહારાજા માનસિંહ પણ બહુ વધી ગયો.

૫ મો : કેમ?

૨ જો : પરબારો સલીમનો સાળો જ બની બેઠો.

૩ જો : ભાગ્યની વાત છે ભાઇ! સલીમના સાળા બનવું એ તો ભાગ્યની જ વાત ને?

૫ મો : એમાં ભાગ્યની વાત શી ?

૩ જો : અરે પ્રથમ પહેલાં તો સાળા થાવું એ જ મોટું ભાગ્ય; ઉપરાંત વળી સલીમનો સાળો ! ઠીકાઠીકનો સાળો ! આહા ! હું યે સાળો થયો હોત !

૫ મો : એમાં તારું શું ચાલે, ભાઇ ! જેવા લલાટ–લેખ.

૩ જો : પૂર્વ ભવની જેવી કમાણી ભાઇ ! આ ઉપરથી જ પૂર્વ ભવ માનવો પડે છે ને !

૫ મો : માનવો જ પડે ને ભાઇ !

૩ જો : અહા ! ઠીકાઠીકનો સાળો હો ! પાદશાહના છોકરાનો સાળો !

૧ લો : એ તો ઠીક, પણ સલીમનાં આવાં કેટલાક લગ્ન થયાં ?

૨ જો : એક સો ઉપર હશે.

૩ જો : હોવાં જ જોઇએ. મહિને મહિને અકકેકા લગ્ન તો આપણે જોતા આવીએ છીએ.

૪ થો : આહા ! જેને ઘેરે આટલી આટલી બાયડી, એ નસીબદાર પુરુષ હો !

૧ લો : એમાં નસીબદાર શી રીતે ?

૪ થો : નસીબદાર નહિ ? ઊઠતાં, બેસતાં, સૂતાં, ખાતાં, પીતાં, હાલતાં, ચાલતાં–બસ બધો વખત એકાદ મોઢું તો સામે જ હોય ! બસ, જાણે ગુલાબના બગીચામાં જ ફર્યા કરવાનું.

૧ લો : અલ્યા, વરઘોડો આવે. હવે સરખા ઊભા રહો.

૨ જો : એ રામસિંહ ! તારું માથું તો આકાશે ભટકાય છે હો !

૩ જો : માથું ઘેર મૂકીને નહોતું અવાતું ?

૪ થો : ચૂપ ચૂપ, વરઘોડો આવી પહોંચ્યો.

[ વરઘોડો આવે છે. ]

૧ લો : અલ્યા આ પોતે પાદશાહ !

૩ જો : અને આ કન્યાનો બાપ માનસિંહ લાગે છે.

૨ જો : ના ભૈ ના, કન્યાનો ભાઈ. અત્યાર સુધી ગોખાવ્યું ને આટલી વારમાં ભૂલી ગયો ?

૪ થો : પાદશાહ તો અસલ પાદશાહ !

૫ મો : ને માનસિંહ પણ અસલ માનસિંહ !

૧ લો : અલ્યા નાચનારીઓ !

૨ જો : વાહ વાહ ! નાચે છે કાંઇ ! ખરી નાચનારીઓ !

૪ થો : રસ્તે નાચતી નાચતી જાય છે.

૩ જો : નાચે નહિ ? અલ્યા મોરપંખીનો નાચ નાચે.

૫ મો : વાહ ! ભારી નાચ ! લ્યો ચાલો.

૧ લો : ચાલો ચાલો, વર તો નીકળી ગયો.

૨ જો : અહા ! હું આ વખતે સલીમ હોત !

૩ જો : વરને જોઈને બધાને અદેખાઇ આવે.

૨ જો : ન આવે ? વર હાથીને હોદ્દે ચડીને ચાલ્યો જતો હોય, વાજાં વાગતાં હોય, સાથે માણસો જાતાં હોય, એ મજા કયાંય થાવી છે ? ભલેને આડે દિવસે વર

ઘાસ વાઢતો હોય, પણ પરણેતરનો એક દિવસ ! અહા ! એવો દિવસ ફરી આવે નહિ—

[ નેપથ્યમાં બંદૂકનો અવાજ થાય છે. રસ્તામાં પ્રચંડ શોરબકોર ચાલે છે. ફરી પાછો બંદૂકનો અવાજ સંભળાય છે. ]

૧ લો પ્રેક્ષક : અલ્યા ! આ બંદૂકનો અવાજ ક્યાંથી ?

[ ત્રણ આદમી આકુળવ્યાકુળ બનીને દોડ્યા આવે છે. ]

૨ જો પ્રેક્ષક : અરે ભાઈ શું થયું ?

૧ લો આદમી : ભૂંડું થયું.

૧ લો પ્રેક્ષક : શી રીતે ?

૨ જો આદમી : એક પાગલે આવીને સલીમના ત્રણ માવતને કાપી નાખ્યા.

૩ જો પ્રેક્ષક : અરર !

૩ જો આદમી : પછી સલીમ નીચે પડી ગયો, એને ત્રણ લાત મારી.

૨ જો પ્રેક્ષક : તું શું બોલે છે ?

૧ લો આદમી : પછી લોકો એને પકડવા દોડ્યા; લોકોને એણે ન માર્યા; તલવાર ફેંકી દીધી, અને તમંચાથી પોતાની ખોપરી ફોડી નાખી.

૨ જો પ્રેક્ષક : પણ એ હતો કોણ ?

૩ જો આદમી : કોઈ ગાંડો.

૨ જો આદમી : ગાંડો નહિ, રાણા પ્રતાપનો ભાઈ શક્તસિંહ.

૩ જો આદમી : શી રીતે ઓળખ્યો ?

૪ થો આદમી : બે લાત મારીને એણે ચીસ પાડી કે ‘ હું શક્તસિંહ છું. સલીમ ! આ તારી ત્રણ લાતો અને આ એનું વ્યાજ ’—એમ કહીને બીજી બે લાતો લગાવી દીધી.

૧ લો પ્રેક્ષક : મારો બેટો ખરો છાતીવાળો !

૨ જો પ્રેક્ષક : મરી ગયો ?

૧ લો આદમી : અરે લોથ થઇ ગયો.

૩ જો આદમી : જોઇએ હવે. એને દફ્નાવે છે કે બાળે છે ?

[ બધા જાય છે. ]



## આઠમો પ્રવેશ

સ્થળ : ચિતોડ પાસેનું જંગલ. સમય : સંધ્યા

[ પ્રતાપસિંહ મોતને બિછાને સૂતા છે. સામે વૈદ્યરાજ, રાજપૂત સરદારો, પૃથ્વીરાજ અને પ્રતાપનો કુંવર અમરસિંહ ઊભા છે. ]

પ્રતાપ : પૃથ્વીરાજ ! આખરને સમે પાદશાહની દયા સહેવાનું પણ નસીબમાં માંડ્યું હશે ને !

પૃથ્વીરાજ : દયા નહિ પ્રતાપ, ભક્તિભાવ.

પ્રતાપ : પૃથ્વી, ફોસલાવે છે શું કામ ? એ પાદશાહનો ભક્તિભાવ નહિ, પણ દયા. હું હતભાગી, હું દુર્બળ ને હું દુઃખી, એમ સમજીને પાદશાહ હવે મને નહિ છેડે ! અરેરે ! મરતાં પહેલા આ અપમાન પણ ખમવું પડ્યું ! ઓહ ! ગોવિન્દસિંહ !

ગોવિન્દસિંહ : બોલો રાણા.

પ્રતાપ : એક વાર મને આ તંબૂમાંથી બહાર લઇ જાઓ. મરતાં મરતાં હું એક વાર મારા ચિતોડગઢને નિહાળી લઉં.

[ ગોવિંદસિંહે વૈદ્યની સામે જોયું. વૈદ્ય કહે છે કે, 'હવે શું વાંધો છે ?' બધાએ મળીને પ્રતાપનો પલંગ બહાર લઈ જઈ કિલ્લાની સામે મેલ્યો. બિછાનામાં બેઠા થઈ પ્રતાપ દૂરથી દેખાતા ચિતોડગઢ સામે નજર માંડે છે. ]

પ્રતાપ : અહા ! એનો એ જ આ ચિતોડગઢ ! જે એક દિવસ રજપૂતોને હાથ હતો. આજ એને માથે મોગલોના વાવટા ફરકે છે ! આજ યાદ આવે છે મારા દાદાજી બાપ્પારાવ—જેણે ચિતોડ ઉપર ચડી આવેલા પરદેશીઓને ગિઝનીના સીમાડા સુધી હાંકી કાઢયા ને ગિઝનીની ગાદી ઉપર પોતાના ભત્રીજાને બેસાડેલો. આજ સાંભરી આવે છે મારા વડવા સમરસિંહનું પઠાણ સાથેનું ઘોર યુદ્ધ; કાગાર નદીનાં પાણી એ વખતે લોહીથી રાતાંચોળ થઈ ગયેલાં. આજ સાંભરી આવે છે સતી પદ્મિની માટેનું એ મહાયુદ્ધ જેમાં વીરનારી ચંદાવત રાણી પોતાના સોળ વરસના દીકરાને તથા વહુને લઇને રણે ચડેલાં, અને દુશ્મનોને પ્રાણ કાઢી દીધેલા. આજ એ બધું જાણે સાચેસાચ નજર સામે જોઇ રહ્યો છું. એનો એ જ આ ચિતોડગઢ ! મનમાં હતું કે ચિતોડનો ઉદ્ધાર કરીશ. પણ એ બની શકયું નહિ. જોતજોતામાં કામ પૂરું કરત. ત્યાં તો મારો દિવસ આથમ્યો—કામ અધરું રહ્યું.

પૃથ્વીરાજ : એની ચિંતા કરો મા, પ્રતાપ! કાયમ કાંઈ એક જ માનવીને હાથે કામ પૂરાં નથી થાતાં; ઘણીવાર અધૂરાં રહી જાય, ઘણી વાર તો પાછાં પણ પડી જાય, પણ ફરીવાર પાછો એવો જ વ્રતનો અધિકારી આવી પહોંચે, કે જે અધૂરાં કામ પૂરાં કરે. એ તો એક પછી એક મોજાં ચડે, વળી જરા પાછાંયે વળે : દરિયો એ રીતે જ આગળ પગલાં માંડે. દિવસ પછી રાત પડે, રાત વીત્યે વળી દિવસ ઊગે, વળી રાત આવે : એ રીતે આ સૃષ્ટિ પણ આગળ પગલાં માંડે. સર્જનહાર સરજન કરે, પ્રલયના દેવ પ્રલય કરે : એ બે ભેળા મળે તેમાંથી જ બ્રહ્માંડની ખિલાવટ થાય બાપુ! ઉચાટ મા કરશો.

પ્રતાપ : ઉચાટ તો જરાયે ન કરત, પૃથ્વીસિંહ! જો મારી પાછળ કોઈ વીર–પુત્રને હું મેલતો જાત તો. પરંતુ ઓહ! (પ્રતાપ પડખું ફેરવે છે.)

ગોવિંદસિંહ : રાણા : શું પીડા વધવા માંડી છે?

પ્રતાપ : હા ભાઈ! પીડા વધે છે. પણ એ પીડા દેહની નથી, ગોવિંદસિંહ! એ તો દિલમાં દા' લાગ્યો છે—મારા દિલમાં ભડકા ઊઠે છે કે, મારી આંખ મિંચાયા પછી મારું કામ બહુ પાછું પડી જવાનું.

ગોવિંદસિંહ : કાં રાણા?

પ્રતાપ : મનમાં થાય છે કે જાણે આ છોકરો અમરસિંહ આદરમાનની લાલચમાં પડી મારું રાજ્ય મોગલોના હાથમાં સોંપી મારશે.

ગોવિંદસિંહ : એવી બીક રાખશો મા રાણા ! કશું કારણ નથી.

પ્રતાપ : કારણ છે, ભાઈ! કારણ છે. અમરુ વિલાસી બન્યો છે. ગરીબીનાં હળાહળ એ બાપડાથી નહિ જિરવાય; એટલે જ બીક લાગે છે કે મારો દેહ પડ્યા પછી આ પર્ણકૂટી તૂટી પડશે, એની જગ્યાએ ઝરુખા બંધાશે, અને મેવાડના સીમાડા મોગલોને ચરણે હરાજ થશે. અને તમે બધા પણ એ મોજશોખની અંદર ભળી જવાના.

ગોવિંદસિંહ : રાણા બાપ્પારાવને નામે પાણી મૂકું છું કે એવું કદી નહિ બને.

પ્રતાપ : ઓહો ! તો તો હું જરાક સુખથી મરી શકીશ. (અમરસિંહ સામે જોઈને કહે છે.) અમરુ ! મારી પાસે આવ. હું જાઉં છું, બેટા ! સાંભળ, જ્યાં હું જાઉં છું ત્યાં એક દિવસ તમામને જાવું પડે છે હો ! માટે રો ના, બેટા ! હું કાંઇ તને એકલો રઝળાવીને નથી જતો. હું એવા શૂરાઓને ખોળે તને મેલી જાઉં છું, કે જેણે સુખમાં કે સંકટમાં, પહાડોમાં કે ઝાડીઓમાં આજ પચીસ વરસ થયાં મારું પડખુ પણ છોડ્યું નથી; તું જ્યાંસુધી એ બધાને નહિ છોડે, ત્યાંસુધી એ તને છોડવાના નથી. પ્રતાપસિંહના પુત્રને ખાતર એમાંનો એકેએક પોતાનો પ્રાણ કાઢી આપે એવો છે. હું તને આખું મેવાડ રાજ્ય સોંપતો જાઉં છું; ન આપી શક્યો ફક્ત એક ચિતોડ! એટલો ઓરતો મારા અંતરમાં રહી ગયો ભાઈ! તને આજ એ ચિતોડના

ઉદ્ધારનું કામ દેતો જાઉં છું ને અંતરની દુવા દેતો જાઉં છું, કે એ ચિતોડનો તારે હાથે ઉદ્ધાર થજો. અને છેલ્લી દેતો જાઉં છું આ નિષ્કલંક તલવાર. ( અમરને તલવાર આપે છે. ) એને ઊજળી રાખજે, બેટા! બીજું તો શું કહું? જા. વિજયી થાજે, યશસ્વી થાજે, સુખી થાજે!

[ અમરસિંહ બાપુની ચરણરજ લે છે. ]

પ્રતાપ: ( ક્ષણભર સ્તબ્ધ રહીને ) જગત ઉપર અંધારાં ઊતરવા માંડ્યાં છે. મારું ગળું ઝલાતું જાય છે. અમરુ! ઓ અમરુ! ક્યાં છો તું બેટા? આવ પ્રાણાધાર! હજી પાસે આવ! ત્યારે જાઉં છું. મારી વહાલી લક્ષ્મી! આવી પહોંચું છું.

[ મૃત્યુ પામે છે. ]

ગોવિન્દસિંહ: હે શ્રેષ્ઠ નર! મેવાડના સૂરજ! પ્યારા રાણા! આ તારા જીવનભરના મિત્રોને મૂકી તું ક્યાં ચાલ્યો?

[ બોલતાં બોલતાં પ્રતાપના શબના પગ પાસે ઢળી પડે છે. રજપૂત સરદારો ઘૂંટણ પર નમીને રાણાની ચરણરજ લેવા લાગે છે. ]

પૃથ્વીરાજ: જાઓ વીર! પુણ્યબળે પ્રાપ્ત કરેલા એ સ્વર્ગધામમાં સુખેથી ચાલ્યા જાઓ. તમારા કીર્તિલેખ તો ક્ષત્રિયોના હૃદયની અંદર, મોગલોનાયે હૃદયની અંદર, રે! માનવજાતિની અંદર સદાકાળ લખાયેલા રહેવાના. ઇતિહાસના પાના પર સોનાના અક્ષરે અંકાઈ રહેવાના. આ અરવલ્લીના શિખરેશિખર પર એ વિજય-સ્વર ગરજ્યા કરશે. અને રાજપૂતાનાનાં એકેએક ખેતરમાં, જંગલમાં, પહાડમાં તમારી અક્ષય સ્મૃતિની પવિત્રતા છંટાઈ રહેશે.

જવનિકા-પતન



# શ્રી. ઝવેરચંદ મેઘાણીની કૃતિઓ

| | | |
|---|---|---|
| ૧ થી ૫ સૌરાષ્ટ્રની રસધાર ભા. ૧ થી ૫ | | ૭–૮–૦ |
| ૬ થી ૮ સોરઠી બહારવટિયા ભા. ૧ થી ૩ | | ૩–૮–૦ |
| ૯ થી ૧૧ રઢિયાળી રાત ભા. ૧ થી ૩ | | ૨–૮–૦ |
| ૧૨ થી ૧૩ ચૂંદડી ભા. ૧ થી ૨ | | ૧–૬–૦ |
| ૧૪ નિરંજન | [ નવલકથા ] | ૨–૦–૦ |
| ૧૫ વસુંધરાનાં વહાલાંદવલાં | ,, | ૧–૮–૦ |
| ૧૬ સોરઠ, તારાં વહેતાં પાણી | ,, | ૨–૮–૦ |
| ૧૭ અપરાધી | | ૨–૮–૦ |
| ૧૮ વેવિશાળ | ,, | ૧–૪–૦ |
| ૧૯ સમરાંગણ | ,, | ૧–૮–૦ |
| ૨૦ રા' ગંગાજળિયો | ,, | ૧–૮–૦ |
| ૨૧ તુલસીક્યારો | ,, | ૨–૮–૦ |
| ૨૨ ગુજરાતનો જય | ,, | ૧–૮–૦ |
| ૨૩ સત્યની શોધમાં | | ૧–૦–૦ |
| ૨૪ પ્રતિમાઓ | [ ટૂંકી વાર્તાઓ ] | ૧–૪–૦ |
| ૨૫ પલકારા | ,, | ૧–૮–૦ |
| ૨૬ પુરાતન જ્યોત [ સંતકથાઓ ] ૧–૮–૦ | ૩૧ શાહજહાં | ૧–૦–૦ |
| | ૩૨ રાણાપ્રતાપ | ૧-૧૨-૦ |
| ૨૭ એકતારો [ કાવ્યસંગ્રહ ] ૧–૦–૦ | ૩૩ જેલ ઑફિસની બારી | ૧–૦–૦ |
| ૨૮ યુગવંદના ,, ૨–૦–૦ | ૩૪ વેણીનાં ફૂલ | ૦–૮–૦ |
| ૨૯ કંકાવટી ૧–૨ ૧–૬–૦ | ૩૫ કિલ્લોલ | ૦–૮–૦ |
| ૩૦ દાદાજીની વાતો ૦–૮–૦ | ૩૬ ડોશીમાની વાતો | ૦–૮–૦ |